# સુરભિ

શ્રી ગુજરાતી સાહિત્ય મંડળ, સુરતનું વાર્ષિક

અંક ૧ લો ] [ ઇ. સ. ૧૯૨૭-૨૮.

## ડુંગર ડોલે રે

અન્ધારી રાતના ડુંગર ડોલે રે;
જગનાં અન્ધારાં ઢોળે:
સાહેલી ! આજ
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

મેઘલી સ્હાંજ શા ડુંગર ડોલે રે;
મુંગા યે મોરલા બોલે:
સાહેલી ! આજ
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

જુગજુગના જોગી જેવા ડુંગર ડોલે રે;
જૂનના ઝાડીઓને ઝોલે:
સાહેલી ! આજ
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

## સુરભિ

રસિયાની રીસ સમા ડુંગર ડોલે રે;
રસની ઝડીથી ઝમકોળે:
સાહેલી ! આજ
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે-રે.

બ્રહ્માના પદ સમા ડુંગર ડોલે રે;
આતમ ડોલે એ હિન્ડોલે:
સાહેલી ! આજ
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

કાળની કીકી જેવા ડુંગર ડોલે રે;
વિશ્વ રમે એહ દૃષ્ટિછોળે:
સાહેલી ! આજ
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

અમ્મર આયુષ્યના ડુંગર ડોલે રે;
ડોલે ભૂગોલ ને ખગોલે:
સાહેલી ! આજ
ડુંગર ડોલે ને મ્હારાં હૈયાં ડોલે રે.

ન્હાનાલાલ દ. કવિ.

## એનું કૂજન

અહા ! એ કેવું સુન્દર કૂજે !
મને કાં એવું કાંઈ ન સૂઝે ?—૧
અહા ! એ મુક્ત કંઠથી કૂજે !
અને મુજ દિલ ઘવાયલ રૂઝે ?—૨
અહા ! એ પ્રફુલ્લ પ્રાણે કૂજે !
પ્રણય—રમણો રસરેલાં ગૂંજે ?—૩
અહા ! એ અદીઠ મધુરૂં કૂજે:
મર્મ એ લલિત લાડિલાં બૂઝે !—૪
અહા ! "પ્રભુ ! પ્રભુ ! પ્રભુ ! પ્રભુ !" કૂજે:
હૃદયની રસપ્રભુતા ત્યાં ફૂટે !—૫

લલિત.

# તંત્રીનું નિવેદન

વિનોદાત્મક, વિચારાત્મક, વિવેચનાત્મક, કલ્પનાપ્રધાન લેખો, નિબંધો, વાર્તાઓ, સંવાદ, કાવ્ય વગેરેનો 'સુરભિ'ના પ્રથમ અંક તરીકે પ્રકટ થતો આ સંગ્રહ સુરતના 'ગુજરાતી સાહિત્ય મંડળ'ના સાહિત્યવિષયક ઉત્સાહનું સ્વાભાવિક પરિણામ છે. નવીન દિશામાં કાર્ય કરનારને નડતી સામાન્ય મુશ્કેલીઓના વિચાર મંડળના ઉત્સાહને અત્યાર સુધી એ દિશામાં વહેતો અટકાવી રહ્યા હતા, અને એક અથવા અનેક વ્યક્તિઓ દ્વારા પ્રયોજાયલી પત્રિકાઓ તથા મંડળના ઉત્સાહી મંત્રી રા. હીરાચંદ ઝવેરીને હાથે ગુજરાતી ભાષામાં ઉતારાયલી બેઈન જેવા રસિક નવલકથાકારની કોઇ ને કોઈ કૃતિ ગુજરાતી વાંચકો સમક્ષ પ્રતિવર્ષ રજુ કરીને મંડળે સન્તોષ માન્યો હતો. મંડળનો ઉત્તરોત્તર વિકાસ થતાં વધારે જવાબદારી ભરેલું કાર્ય ઉપાડી લેવાની પોતાની શક્તિમાં મંડળને વધારે વિશ્વાસ તથા શ્રદ્ધા ઉપજ્યાં, અને જે દિશામાં જવાની પ્રથમથી એની ઉત્કંઠા હતી, મંડળના વાર્ષિક મેળાવડાઓ વખતે પ્રોત્સાહનનાં ભાષણો કરતાં કોઈ કોઈ વિદ્વાનોએ જે દિશામાં જવાને મંડળને પ્રેર્યું હતું તે દિશા તરફ મંડળે પ્રયાણ આદર્યું. 'એ પ્રયાણ સુખરૂપ નીવડો!' એવા વડીલોના આશિષની આ પ્રસગે મંડળ કુદરતી રીતે અપેક્ષા રાખે છે.

બીજી રીતે કહીએ તો મંડળ અત્યાર સુધી બોલવાની શક્તિ ધરાવતું નહોતું. તે મૂંગું હતું. તેને હવે વાણી પ્રાપ્ત થઈ છે. તે બોલતું થયું છે. બાળકની આરંભની વાણી બોબડી-તોતડી હોય છે. તેમાં અનેક પ્રકારની ખોડખાંપણ હોય છે. એ વાણીનો પ્રવાહ અસ્ખલિત વહી શકતો નથી. એમાં ક્વચિત્ સ્ખલન પણ થતું જાય છે. એ વાણીને પ્રકટ થતાં વિલંબ થાય છે. પ્રકટ થાય છે ત્યારે પણ તેમા અમુક પ્રકારની શિથિલતા આવી જાય છે. છતાં બાળકની એ કાલીઘેલી વાણી ઉપર વાત્સલ્યના ભાવથી ભરેલું માતાનું હૃદય પોતાનો અમૃત-રસ ઢાલવે છે, એ સ્ખલનવાળી વચઃપ્રવૃત્તિમાં પણ એ રમણીયતા નિરખે છે, એ વચનોની અસ્પષ્ટતાને પણ એ મધુરતા સમજે છે. મંડળરૂપી બાળકની આ આરંભની વચઃપ્રવૃત્તિ પણ એવીજ બોબડીતોતડી હોવાનો સંભવ છે. અનેક પ્રકારની ખોડખાંપણ એમાં હશે, અનેક પ્રકારનાં સ્ખલનો એમાં થયાં હશે, એને પ્રકટ થતાં વિલંબ થયો હશે. પ્રકટ થયા પછી પણ અમુક પ્રકારની શિથિલતા એમાં રહી ગયેલી કઠોર પરીક્ષકને જણાશે. પણ હમને ભરોસો છે કે ગુજરાતની જનતા જનની સમા વાત્સલ્યથી મંડળના આ આરંભના યત્નને વધાવી લેશે અને મંડળને પોતાનું ગણી બાળને તેના ઉત્સાહને વધારશે. ઉત્ક્રાન્તિના નિયમમાં હમને અચળ શ્રદ્ધા છે અને હમે માનીએ છિયે કે મંડળના ઉત્સાહને યોગ્ય પોષણ મળતાં એની પ્રવૃત્તિ વિશેષ સંગીન થશે. એની શક્તિ વધારે ખીલશે, એની વાણીમાં નવું જોમ આવશે, અને વધારે ત્વરાથી, વધારે સમર્થ શૈલીમાં, વધારે સુશ્લિષ્ટ સ્વરૂપમાં એ પોતાના વિચારો, લાગણીઓ તથા ભાવનાઓને પ્રકટ કરશે.

# સુરભિ

આ પત્રને લગતી આરંભની યોજના ઘડવામાં અને એ યોજનાને અનુસરીને જાણીતા લેખકો પાસેથી વિવિધ પ્રકારનાં લખાણો મેળાવવામાં પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ રા. રા. લલિતમોહન ચુનીલાલ ગાંધીને પોતાની મદદમાં લઈને જે શ્રમ લીધો હતો તેને માટે મંડળ તેમનું ઉપકૃત છે. અનારોગ્યને લીધે એમને પોતાનું કામ અડધેથી છોડી દેવું પડયું હતું. આ પત્રના નામકરણનો વિધિ પણ એમનેજ હાથે થયો હશે. ગમે તેમ હોય, આ પત્રનું તંત્ર હમારા હાથમાં આવ્યું ત્યાર પહેલાંનું એનું નામ પડી ચૂકયું હતું એટલે એ નામની સાર્થકતા સમજાવવાની જવાબદારી હમે હમારા શિર પર લેતા નથી. આ પત્રના મુખપૃષ્ઠ ઉપરનું ચિત્ર કદાચ એ કામ વધારે સારી રીતે કરી શકશે. જે નામ પાડવામાં આવ્યું છે તે ગંભીર વિચારણાનું પરિણામ છે એ સ્હેલાઇથી જાણી શકાય એમ છે. જે જે લેખક તથા લેખિકાએ પોતાની પ્રસાદી મોકલીને એના સૌરભને પોષ્યું છે તેણે એના નામની સાર્થકતા કરવામાં કીમતી મદદ કરી છે એમ કહી શકાય. 'સુરભિ'માં કંઈ પણ સૌરભ જો આવી શક્યું હોય તો તે તેમનીજ કૃપાનું પરિણામ છે. હમે એ દરેક લેખક તથા લેખિકાનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છિયે. રસિકતા, મોજીલાપણું, વિનોદપ્રિયતા—એ તત્ત્વો સુરતના નાગરિકોનાં દૈનિક જીવનવ્યવહારની સાથે એવાં ઓતપ્રોત થઈ ગયાં છે કે વાણી અને વર્તનદ્વારા તેમના આત્માનો આવિર્ભાવ થતાં એ તત્ત્વો તેમાં પ્રવેશ પામ્યા વિના રહેતાં નથી. આ સંગ્રહમાં પણ સુરતના નગરજનોનાં એ આગળ પડતાં લક્ષણો સ્થળે સ્થળે પ્રકટ થતાં વાંચકને જણાશે. સુરતની રહેણીકરણી પ્રકૃતિની જે ઓછીવત્તી છાપ આ સંગ્રહ ઉપર પડેલી છે તેજ એને વિશિષ્ટતા અર્પે છે એમ હમે માનીએ છિયે.

'સુરભિ' એ શબ્દ ધેનુ(અથવા ગાય)નો પણ વાચક છે. બૃહદારણ્યકમાં કહ્યું છે કે "**वाचं धेनुमुपासीत**" (વાગ્દેવતાની ધેનુરૂપે ઉપાસના કરવી) "સઘળી કામનાઓને સિદ્ધ કરનારી, અલક્ષ્મીને દૂર હઠાવનારી, કીર્તિની અર્પનારી, દુષ્કૃતોને હણનારી, મંગલ જનની એવી મધુર તથા સત્યથી ભરેલી વાણીને ધીર પુરુષો ધેનુ તરીકે ઓળખાવે છે." ભવભૂતિનું વચન પણ આ પત્રના નામની પાછળ જે ભવ્ય ભાવનાઓ અને ઉન્નત આ રહેલાં છે તેનો કંઇક ખ્યાલ વાંચકને આપી શકશે. એ નામની પ્રેરણા 'સુરભિ'ને સુરભિ વસન્ત ઋતુ જેવું સોહામણું થવાનું બળ પ્રાપ્ત કરાવે એવી હમારી ઉમેદ છે.

હમારી મહત્ત્વાકાંક્ષાઓનાં જાહેરમાં બણગાં ફુકવાં એ અત્યારે હમને નિષ્પ્રયોજન છે. ઈશ્વર આયુષ્ય અર્પશે તો હમારા પ્રથમ અંકમાં રહેલી ઉણપોને દૂર કરવા હમે રહીશું એટલુંજ કહીને અને વિદ્વાન્ વર્ગની તેમજ જનસમૂહની હમારા પ્રતિ સહા- યાચના કરીને હમે વિરમીએ છિયે.

# મંડળના ઉદ્દેશો અને તેનું કાર્ય

જે મંડળ તરફથી આ પત્ર પ્રકટ કરવામાં આવે છે તેની કંઇક ઓળખાણ હમારા વાંચક વર્ગને આપવી આ સ્થળે હમને જરૂરની લાગે છે. શા ઉદ્દેશથી મંડળ કાઢવામાં આવ્યું છે. અને એ ઉદ્દેશની સિદ્ધિને અર્થે શું શું કાર્ય મંડળે કર્યું છે તેનો અતિ સંક્ષિપ્ત અહેવાલ હમે અત્ર રજુ કરીશું.

આ મંડળ તા૦ ૨૮ મી એપ્રિલ ૧૯૨૩ ને દિવસે કેટલાક સાહિત્યરસિક યુવાનોના ઉત્સાહને પરિણામે અસ્તિત્વમાં આવ્યું. રા. હીરાચંદ ઝવેરી અને પ્રો. વ્યોમેશચન્દ્ર પાઠકજી એ એને મંડળના સંસ્થાપકો તરીકે ગણી શકાય, કારણ કે આરંભથી આ મંડળને ખરેખરું ચેતન અર્પનાર આ બે સાહિત્યરસિક યુવાનોજ હતા. બ્રોઇનની નવલકથાઓના ભાષાન્તરકાર તરીકે રા. હીરાચંદ ઝવેરી ગુજરાતને જાણીતા છે પ્રો. પાઠકજીનું નામ પણ સાહિત્યના ક્ષેત્રમાં કોઈ રીતે અજાણ્યું નથી. મંત્રી તરીકે મંડળના કાર્યનો ભાર વહેવાનું કર્તવ્ય પ્રધાનપણે રા. હીરાચંદ ઝવેરીના શિર પર આવ્યું અને મંડળના વહાણને યોગ્ય માર્ગે લઈ જવાને કુશળ નાવિક તરીકે પ્રો. પાઠકજીને મંડળે પોતાના પ્રમુખ તરીકે નીમ્યા.

મંડળને આગળ ધપાવવામાં પ્રો. પાઠકજીના વિચાર અને સુપ્રસિદ્ધ વિદ્વત્તા જેટલાં ઉપયોગી થઈ પડ્યાં હશે તેટલોજ યુવાન તરીકેનો એમનો સ્વાભાવિક ઉત્સાહ મંડળને કાર્યસાધક જણાયો હશે એ નિઃસન્દેહ છે.

તા: ૬-૫-૧૯૨૩ ને દિને મળેલી સભામાં મંડળના ઉદ્દેશ અને તેના કાર્ય વિષે નીચે પ્રમાણેના ઠરાવો થયા હતા:-

"સાહિત્યમાં રસ લેના અને સાહિત્યસેવા કરવા ઉત્સુક ભાઇઓને એકબીજાના પરસ્પર સમાગમમાં આણી તેમના સંગઠિત કાર્યથી ગુજરાતી ભાષાની ઉન્નતિ અને જનસમાજમાં સાહિત્ય તથા જ્ઞાનના પ્રચારના ઉદ્દેશથી આ મંડળ સ્થાપવામાં આવ્યું છે.

"ઉપરના ઉદ્દેશને સફળતાથી પાર ઉતારવા માટે આ મંડળ નીચેનાં કાર્યો કરશેઃ-

(ક) વ્યાખ્યાનો કરાવશે.
(ખ) ચર્ચાઓ યોજશે.
(ગ) પત્રિકાઓ, પુસ્તકો અને ખાસ પ્રચારવા લાયક પ્રાસંગિક તેમજ સામયિક સાહિત્ય પ્રકટ કરશે.
(ઘ) ઇનામી હરિફાઇઓનો પ્રબંધ કરશે.
(ङ) વિદ્વત્તાની કદર કરવા યત્ન કરશે.
(ચ) નાણાં સમ્બન્ધી સ્થિતિ મજબૂત થતાં એક નિયમિત પત્ર પ્રકટ કરવાનો પ્રબંધ કરશે.

# ત્રણ શોકજનક મૃત્યુ

વિદ્યાભૂષણ રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના મૃત્યુથી હમારા મંડળને એક વયોવૃદ્ધ અને અનુભવી, વિદ્વાન્ અને વડીલ સલાહકારની ભારે ખોટ પડી છે. ભાવનગરની સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે કરેલું એમનું ભાષણ તેજ એમની છેલ્લી સાહિત્ય-પ્રવૃત્તિ થઈ પડી. ગુજરાતી સાહિત્યમાં ભાષાશુદ્ધિ માટેનો એમનો આગ્રહ ગુજરાતને જાણીતો છે. વ્યાકરણશાસ્ત્રના એઓ જ્ઞાતા હતા અને એમનો બૃહદ્ વ્યાકરણનો ગ્રંથ એમની કીર્તિના સ્થંભ નહિ કે આપણા સાહિત્યમંદિરને મહા શણગારનો રહેશે. શિક્ષણશાસ્ત્રી તરીકે એમનો અનુભવ વિશાળ હતો. ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ તરીકે પ્રાથમિક કેળવણી વિષે, હાઈસ્કુલના શિક્ષક તરીકે માધ્યમિક કેળવણી વિષે, અને ડેક્કન તથા એલફિન્સ્ટન કોલેજના સંસ્કૃત અધ્યાપક તરીકે ઉચ્ચતર કેળવણી વિષે અનુભવજન્ય જ્ઞાન મેળવવાની ઉમદા તક એમને મળી હતી અને ગુજરાત શાળાપત્રનું તંત્રીત્વ એમણે દીર્ઘ કાળ સુધી દીપાવ્યું તે એ જ્ઞાનના પ્રભાવથી વ્યાકરણશાસ્ત્ર, વેદાન્તશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વગેરેનો ઉંડો અભ્યાસ એમણે કર્યો હતો, અને મુંબાઈ સરકારની સંસ્કૃત ગ્રંથમાળા તરફથી એમણે અનેક ગ્રંથો મહાશ્રમ લઈને અને ઉંડી શોધખોળ કરીને પ્રકટ કર્યા છે. એમની 'ત્રિવેદીવાચનમાળા' ઘણી શાળાઓમાં આવકાર પામી છે. એવા પ્રખર વિદ્વાનને હમારું મંડળ પોતાના માનનીય સભ્ય તરીકે ગણી એમના અનુભવ અને જ્ઞાનનો લાભ લેવાની અપેક્ષા રાખે એ સ્વાભાવિક છે. સ્વ. કાન્તના અવસાનને માટે શોક પ્રદર્શિત કરવાની સભા હમે મેળવેલી તેને પ્રમુખપદેથી એમણે જે ભાષણ આપેલું તે નૂતન કવિતાના ગુણો સમજવાની એમની શક્તિ અને સહૃદયતાનું આપણને ભાન કરાવે એવું હતું. એમના સ્મારક તરીકે જે વ્યાખ્યાનમાળાની ગોઠવણ કરવામાં આવી છે તે સાહિત્યપ્રવૃત્તિને પોષનારી નીવડો એમ હમે અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

× × ×

સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ હમારા દ્વિતીય વાર્ષિક સંમેલનના પ્રમુખપદે વિરાજ્યા હતા. એમનું એ પ્રસંગે કરેલું ભાષણ હમારા 'સુરભિ'માં પૂરેપૂરું પ્રકટ કરી હમે સ્વર્ગસ્થ પ્રતિ હમારી પૂજ્યબુદ્ધિ દાખવીએ છીએ. હમારી સાહિત્યરસિકતાને પોષનાર, હમને ઉપદેશનાં વચનો કહી યોગ્ય માર્ગ તરફ દોરનાર, હમને હમારા કર્તવ્યક્ષેત્રની સીમા દોરી આપનાર એ અનુભવી વિદ્વાન્‌થી હમને ભારે ખોટ પડી છે. વિવેચક તરીકે એમણે કવિતા અને કળા વિષે જે સમર્થ લેખો લખ્યા છે તેણે નૂતન ગુજરાતી સાહિત્યને કંઈક નવું જ વલણ આપ્યું છે અને કાવ્યાદિકના આપણા આદર્શોને ઉચ્ચતર બનાવ્યા છે. નાટકોના સાહિત્યમાં એમનું 'રાઈનો પર્વત' સુધારાના એક અગત્યના પ્રશ્નનું ઝીણવટભર્યું નિરૂપણ કરેલા ઉપરાંત કળાની કૃતિ તરીકે પણ એક ઉજ્જવલ દૃષ્ટાન્ત આપણને પૂરું પાડી રહ્યું છે. એમના 'હાસ્યમંદિર'ના ભદ્રંભદ્રનો હાસ્યરસ સુધારાના વિરોધીઓ પણ હવે ઝીલી શકે છે.

કેટલાક પ્રસંગો અનેકાનેક વખત જુદે જુદે સ્થળે ભજવાયા છે. સાહિત્યમાં એ પ્રમાણે એમનું સ્થાન અનોખુંજ છે. પણ સાહિત્યમાંજ એમની સઘળી શક્તિનો વ્યય એમણે કર્યો નહોતો. સમાજસુધારક તરીકેની એમની દઢતા અને મક્કમપણું આદર્શરૂપ હતાં. અનેક સાહિત્ય અને સુધારાને લગતી સંસ્થાઓના એઓ સંચાલક હતા. સાહિત્ય પરિષદે એ વૃદ્ધ કાર્યકર્તાને મુંબાઇની બેઠકનું પ્રમુખપદ આપીને એમની કદર કરી એ યોગ્યજ થયું છે. અમદાવાદની મ્યુનિસિપાલિટિના કાર્યવાહક તરીકે એમણે અથાક પરિશ્રમ લઇને અમદાવાદને પોતાનું ઋણી બનાવ્યું હતું. ધારાસભામાં પણ એઓ કેટલોક વખત સુધી વિરાજેલા. જ્યાં જ્યાં એઓ જતા ત્યાં ત્યાં, જેના જેના પરિચયમાં એઓ આવતા તેના તેના મન ઉપર પોતાનાં સૌજન્ય તથા ઉદારતા વડે એ સચોટ છાપ પાડતા. એમના અવસાનથી ગુજરાતે પોતાનું એક કીમતી રત્ન ગુમાવ્યું છે.

× × ×

જે ત્રીજી વ્યક્તિના અવસાનની હમારે નોંધ લેવાની તે કોઈ વયોવૃદ્ધ વિદ્વાન્ નહીં પણ એક ખીલતા યુવક હતા. પ્રો. ગજેન્દ્રરાય ગુલાબરાય બુચ સુરતની કૉલેજમાં અધ્યાપક તરીકે જોડાયાને ઘણો થોડો સમય થયો હતો. પણ એટલામાં તો કૉલેજના તમામ વિદ્યાર્થીસંઘને એમણે વશ કરી લીધો હતો. એમની વાગ્ધારા અસ્ખલિત વહેતી. એમનો હાસ્યરસ જોશભેર વહતો. એમનું બુદ્ધિચાતુર્ય કંઇક અનેરા ચમકારથી ચમકતું. એમના ભાષણ દરમ્યાન સાંભળનારામાંજ સર્વ શ્રોતાજનો તલ્લીન બની જતા. એ રસપ્રવાહમાં તણાયા જતા. વાર્તાલાપમાં પણ એઓ એટલાજ કુશળ હતા. પ્રોફેસરની ખુરશીએથીજ નહીં પણ જાહેર તખ્તા ઉપર એમણે ઘણી વાર ભાષણો આપ્યાં હતાં. હમારા મંડળના ઉપર એમનો ઉપકાર તો અનહદ હતો. હમારે 'નર્મદ જયંતી' ઉજવવી હતી ત્યારે હમે બુચ સાહેબને પકડયા. બે દિવસમાં તૈયારી કરીને એમણે ભાષણ આપ્યું. હમારે 'શબ્દોત્સવ' ઉજવવો હતો ત્યારે હમે બુચ સાહેબને પકડયા. બે દિવસમાં તૈયારી કરીને 'ચન્દ્રલોકમાં' એ વિષય ઉપર એમણે રસીલું ભાષણ આપ્યું એમનું ભાષણ ત્યારે વિદ્યાર્થીઓ તેમજ બીજાઓની ભારે મેદની. રમમાં તલ્લીન થયેલા શ્રોતાજનોને ખ્યાલ હશે કે જાહેર તખ્તા ઉપર એમનું દર્શન આ છેલ્લીજ વારનું હતું. 'ચન્દ્રલોક'ના વિચાર કરનાર એ યુવાનનો હવે આ લોકની સાથેનો સમ્બન્ધ પરવાર્યો હતો. ટાઇફોઇડ તાવ એમને લાગુ પડયો અને ૨૫ વર્ષની ભરજુવાન ઉમ્મરે એઓ સ્વર્ગે સીધાવ્યા. 'વાસ્તવિક સંવાદો' નામનો એમનો લેખ 'ગુજરાત'માં છપાયો છે આ સંગ્રહમાં પ્રકટ થયેલો એમનો લેખ એમની તીવ્ર વિવેચકબુદ્ધિનો વાંચકને ખ્યાલ આપશે. એમની 'ગિરનાર' વિષેની કવિતા સાહિત્યમાં અમર રહેવાને સર્જાયલી છે. એમની કવિતામાં તેમજ એમના જીવનમાં એક જાતની અનેરી મધુરતા હતી. કાઠિયાવાડની સંસ્કૃતિ એ મધુરતાને વિશેષ આકર્ષક બનાવતી હતી. અનેક ઉચ્ચ અભિલાષો એ હૃદયમાં ભરેલા હતા. અર્ધ ઉઘડેલી આશાકળીઓનું અકાળે કરમાવું એથી વધારે કરુણ પ્રસંગ બીજો કયો હોય ! -

## સર રમણભાઈનું ભાષણ ....(મંડળના દ્વિતીય વાર્ષિક સમારંભને પ્રસં

આ મંડળના બીજા વર્ષનો અહેવાલ આ સભા સમક્ષ રજુ થયો છે તે સંતોષકારક છે અને ભવિષ્ય માટે આશાભર્યો છે, એ અભિપ્રાય સહુને અભિમત થશે એવી મારી ખાતરી છે.

સુરતમાં આવા સાહિત્યમંડળની આવશ્યકતા છે એમાં સંશય નથી. તેમજ, નર્મદાશંકર ને નવલરામના સુરતમાં સાહિત્યની પ્રવૃત્તિ ન હોય તે ખેદજનક થઈ પડે. એ વિચાર ઉપર અહેવાલમાં ભાર મુકવામાં આવ્યો છે તે યથાર્થ છે.

નર્મદાશંકરના અને નવલરામના સાહિત્યવિષયક પ્રયાસ બહુધા સુરત બહાર થયેલા, અને એક એવો સમય હતો કે તે વેળા સુરતવાસીઓનું મનોબળ ઘણુંખરું સુરત બહાર પ્રવૃત્ત થતું. પરંતુ, સુભાગ્યે એ સ્થિતિ હવે બદલાઈ છે સુરતના માનસિક વ્યાપારનું કેન્દ્ર સુરતમાં બંધાયું છે અને તે દૃઢ થતું જાય છે તેનો સાક્ષાત્કાર આ સાહિત્યમંડળ કરાવે છે.

વિદ્યાના અભ્યુદયને અને સ્થળને કાંઈ આવશ્યક સંબંધ નથી. જ્યાં અનુકૂળતા હોય, જ્યાં પ્રેરક બળ હોય ત્યાં વિદ્યા વૃદ્ધિ પામે છે અલબત્ત, વિદ્વાનોનો સમુદાય જ્યાં ઉપકારક બળોનું સાન્નિધ્ય હોય, જ્યાં જ્ઞાનચર્ચાવિષયક, રાજકીય, રાષ્ટ્રીય, ઔદ્યોગિક, સામાજિક બળો પ્રવર્તતાં હોય, ત્યાં એકત્ર થાય છે; અને એ રીતે, એ સ્થળે એ બળોને આધારે વિદ્યાનો અભ્યુદય પણ થાય છે. પણ તે સાથે એ પણ લક્ષમા રાખવું જોઇએ કે એકાન્ત, નિર્જનતા, વ્યવહારનો અભાવ, વ્યવસાયની શૂન્યતા: એ પ્રસંગો પણ વિદ્વાનો વિચારપુષ્ટિ માટે ખોળે છે. પરંતુ, આ બે સ્થિતિઓ વચ્ચે દેખાય છે તેવો વિરોધ નથી. ઉપર કહેલાં કોલાહલપૂર્ણ બળો પ્રવર્તતાં હોય ત્યાં વિદ્વાનોનો સમુદાય વિરૂદ્ધ થાય છે તેની સાથે તેવાંજ સ્થળમાં તેઓ પોતાના વિચારમય વ્યાપાર સારૂ શાન્તિપૂર્ણ એકાન્તનાં પ્રસંગ શોધી કાઢે છે.

આ રીતે, ગુજરાતમાં પાટણ, વડોદરા અને અમદાવાદ: એ પાટનગરો વિદ્યાવૃદ્ધિનાં કેન્દ્ર બન્યાં છે પણ પાટનગર હોય ત્યાંજ એવાં કેન્દ્ર થાય એમ આવશ્યક નથી. બાણભટ્ટે સિંહુજમાં અને ગોમતીપુરમાં રહીં પુસ્તકો લખેલાં, અને કાશી પાટનગર નહિં હોવા છતાં સમસ્ત ભારતવર્ષની વિદ્યાનું કેન્દ્ર ઘણા ઘણા સૈકાઓ સુધી બની રહ્યું છે.

આ સર્વ લક્ષમાં લેતાં પ્રતીતિ થશે કે સુરતને સાહિત્યના અભ્યુદયનું સ્થળ બનતાં બીજી સામાજિક પ્રવૃત્તિઓની વધતી ઓછી મન્દતા નડે તેમ નથી. નડે તેમ છે તે માત્ર અનિચ્છા. સુરતવાસીઓની ઈચ્છાજ નહિં હોય તો સુરતમાં સાહિત્યપ્રવૃત્તિ પ્રવૃદ્ધ નહિ થઈ શકે. અને ઇચ્છા ને માત્ર સ્વપ્ન—જાગૃત અવસ્થાનાં સ્વપ્ન—એમ સમજવાનું નથી. સુરતમાં સાહિત્યનો અભ્યુદય થાય તો કેવું સારૂં—એથી કેવું સુન્દર ચિત્ર રચાઇ રહે તેનાં સ્વપ્ન અનુભવવાં તે બસ નથી. એથી આગળ વધી એ સિદ્ધિ માટે પ્રયાસ કરવાની ઇચ્છા થાય,

સ્વપ્નથી આગળ વધવા ઇચ્છા થાય, જે મનોવ્યાપાર છ્ટ્ માર્ગે ક્રિયા કરે છે તે ઇચ્છા (will) પ્રવર્તિત થાય ને ઇચ્છા (wil) અને કાર્યજનકતા (causality) નો સંબંધ વ્યાપૃત થાય અને આગળ ગતિ થાય.

એ ખરું છે કે સાહિત્ય ગમે તેવું અને ગમે ત્યારે બનાવી શકાતું નથી, ઉત્પાદન (manufacture) થઈ શકતું નથી. કાપડ વણવાનું લઈ બેસતાં કાપડ તૈયાર થઈ શકે અને હળ ઘડવાનું લઈ બેસતાં હળ તૈયાર થઈ શકે, પણ સાહિત્ય બનાવવાનું લઈ બેસતાં સાહિત્ય તૈયાર થઈ શકતું નથી. સાહિત્ય ઉભું કરવાનો હુકમ (order) આપી શકાતો નથી. વ્યષ્ટિ અને સમષ્ટિમાં પ્રવર્તનાં પરિવર્તનોને પરિણામે સાહિત્ય ઉદ્ભૂત થાય છે. હુકમ વગર પ્રવર્તતા અનેક બળોની પ્રેરણા વડે, અનેક છુટક વ્યક્તિઓના સ્વતંત્ર પ્રયાસથી સાહિત્ય રચાય છે.

પરંતુ, સાહિત્યનો અભ્યાસ, સાહિત્ય તરફની રુચિ, સાહિત્ય માટેની અનુકૂળતા, સાહિત્યનું ઉત્તેજનઃ એ સર્વ ઉત્પન્ન કરી શકાય છે; એ સર્વ માટે પ્રયાસ થઈ શકે છે. એ પ્રયાસ માટે હુકમ આપી શકાય છે. અને સફળ પ્રયાસ થઈ શકે છે. સાહિત્યમંડળોનો કાર્ય પ્રદેશ આ ક્ષેત્રમાં રહેલો છે. એ મથન વ્યર્થ જતું નથી. સમુદ્ર વલોવતાં તેમાંથી રત્ન નિકળ્યાં તેમ વાચા અને અર્થના સંપર્કમાં પરોવાયલા મનોવ્યાપારને ફેરવતાં અને ઉથલાવતાં સારપ્રાપ્તિ થયા વિના રહેતી નથી.

સુરત તીક્ષ્ણ બુદ્ધિની અને બહોળી રસિકતાની ભૂમિ છે. બીજા વિષયો પેઠે સાહિત્યમાં અને કલામાં ઉન્નત સ્થાન પ્રાપ્ત કરવાની સુરતના અન્તરમાં શક્યતા છે. એ સંપત્તિ વ્યર્થ પડી રહેવી ન જોઇએ. આપણું સામર્થ્ય નિર્વ્યાપાર થઈ જવું ન જોઇએ. એટલા કાળ સુધી આપણે આપણો પ્રમાદ નિશ્ચેષ્ટ થતા દીઠો છે કે આપણામાં પ્રમાદ છે કે કેમ તે વિશેજ આપણે શંકાશીલ થઈ ગયા છીએ. પરંતુ, क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप । એ મહાવચનની જાગૃતિથી આપણી નસેનસમાં ત્વરિત ગતિથી લોહી દોડવું જોઇએ, આપણા સર્વ વ્યાપાર ઉત્તેજિત થવા જોઇએ. તેમાં આપણી સાહિત્યપ્રવૃત્તિ પણ ઉદ્દીપ્ત થવી જોઇએ. આ જાગૃતિનાં, આ ઉદ્દીપનનાં ચિહ્ન આ સાહિત્યમંડળ કરે છે તે આનંદજનક છે, ઉલ્લાસજનક છે. પરંતુ, આ પ્રવૃત્તિ આરંભશૂરતામાં વિરમી ન જાય એ સંભાળ રાખવાની જરૂર છે. ગેટી (Goethe) તેના ફાઉસ્ટ (Faust) માં કહે છે તેમઃ

'Man's efforts lightly flag, and seek too low a level,
Soon doth he pine for all un-trammelled sloth!'

'મનુષ્યના પ્રયાસ હલકા થઈ મન્દ પડી જાય છે, અને બહુ નીચી પાયરીએ આવી જવા તરફ વળે છે. સર્વ પ્રકારના નિર્બન્ધન આલસ્ય માટે માણસ જલદીથી તલસે છે.' એ સુસ્તી આપણને ઘેરી ન લે તે માટે સાવચેત રહેવું જોઇએ. અલબત્ત; એ પ્રયાસમાં ભૂલો થવાનો સંભવ છે.

"While man still strives, still must he stray"

(Faust)

'માણસ જ્યાં સુધી પ્રયત્ન કરવાની દશામાં છે ત્યાં સુધી એ ભૂલ તો કરવાનોજ.' વિમાર્ગે ચઢી જવાનો સંભવ તો માનવ પ્રયાસમાં હમેશ વિદ્યમાન હોય છે, પણ વિમાર્ગે જવાની બીકથી ગતિ અટકાવી દઇ શકાતી નથી. વિમાર્ગે જતાં જતાં અને માર્ગ ખોળતાં ખોળતાં સુમાર્ગે ચઢી જવાય છે. એ રીતે ગતિ કરતાં, પ્રયાસ કરતાં, આગળ વધતાં જે પ્રાપ્તિ થાય છે તે મૂલ્યવાન થઇ પડે છે, તેની શ્રમસાધ્યતા તેની કિંમત વધારી દે છે.

એ સર્વ પ્રયાસમાં કોઈ વેળા વિષમતાના પ્રસંગ પણ આવશે. થયેલી પ્રાપ્તિ ક્ષીણ થતી–ખસી જતી–પ્રાપ્તિ કોઈ વેળા જણાશે. પણ ક્ષીણ થતી ને પણ શ્રદ્ધાથી–દઢતાથી વળગી રહેવાનું બળ આપણામાં હોવું જોઇએ. જે કંઈ અવશેષ રહે તે પણ શ્રેયસ્કર છે એવી બુદ્ધિ હોવી જોઇએ. ફાઉસ્ટમાંથી ઉદાહરણ લઇએ. ફાઉસ્ટ પાસેથી હેલનનું શરીર લુપ્ત થઈ થઈ ગયું અને તેનો ઝભ્ભોજ તેના હાથમાં રહ્યો ત્યારે મેફીસ્ટોફિલિસે ફાઉસ્ટને કહ્યું હતું કે

> ' Hold fast what alone of all is left to thee !
> The robe let it not loose ! * * * * * *
> * * * * Hold fast !
> The Goddess whom thou losteth is it not,
> But god-like is't, Avail thee of the high,
> the price-less boon, and raise thyself aloft
> 'Twill bear thee swift above the trivial
> In ether high, so long thou weary not."

'બધામાંથી જે ફક્ત તારી પાસે રહ્યું છે તે જોરથી પકડી રાખજે! ઝભ્ભો (હાથમાંથી) છુટી જવા ન દઈશ. * * * * * * * * જોરથી પકડી રાખજે. જે દેવી તારી પાસેથી ગઇ છે તે એ નથી. પણ એ દેવ–સમાન છે, એ ઉંચા અમૂલ્ય વરદાનનો લાભ લેજે, અને તારૂં સ્થાન ઉન્નત કરજે. જ્યાં સુધી તું થાકીશ નહિ ત્યાં સુધી એ તને ત્વરાથી ક્ષુદ્ર વસ્તુઓની ઉપર ઉંચા આકાશ ટેકવી રાખશે!

સરસ્વતીની પ્રસાદી જેટલી હાથમાં રહે તેટલી દૃઢ શ્રદ્ધાથી, અવિશ્રાન્ત પ્રયાસથી જાળવી રાખવા જેવી છે. નિરાશા ઉદ્ભૂત કરનાર પ્રસંગોએ પણ, પ્રયાસ નિષ્ફળ જતા જણાય ત્યારે પણ, સરસ્વતીના સેવનમાં નિરંતર તત્પર રહેવું જોઇએ. સરસ્વતી દૂર ખસી ગઈ હોય તો તેના પરિવેશના સેવનમાં ઉલ્લાસથી પ્રવૃત્ત રહેવું જોઇએ. એ (high priceless boon) ઉંચું અમૂલ્ય વરદાન ગૂમ થઇ ન જાય એ જીવનનો—વ્યષ્ટિના અને સમષ્ટિના જીવનનો પ્રયાસ હોવો જોઇએ. તેથી ઊર્ધ્વ ગતિ પ્રાપ્ત થશે, વેરાન અને ઉજ્જડ ભૂમિઓ પરથી ત્વરાથી પસાર થઇ જવાશે, નિર્માલ્ય વિષદ પરથી જલદી ચાલ્યા જવાશે. ઉન્નત પ્રદેશની ઝાંખી થશે. શ્રમથી શિથિલતા નહિં થાય ત્યાંસુધી એ આહ્લાદનો અનુભવ સતત રહેશે.

સરસ્વતીના આ સેવનથી જે ઉંચી ભાવનાઓ પ્રાપ્ત થશે, જે ઉંચા આદર્શોનું અનુસરણ થશે તે સમસ્ત જીવનમાં સામર્થ્ય, ઉત્કર્ષ, આનન્દ ભરી દેશે.

છેવટે, આજનો કાર્યક્રમ આનન્દમય કરવા જેમણે શ્રમ લીધો છે તેમનો ઉપકાર માનવો ઘટે છે. આ સભાના કાર્યકર્તાઓ જેમણે શ્રમ વેઠી આ પ્રસંગ રચ્યો છે, ભાષણકર્તાઓ જેમણે ઉન્નત વિચાર દર્શાવ્યા છે, સંગીત કરનાર બાળકો જેમણે સ્વરમાધુર્યની પ્રસાદી આપણને આપી છે, અને સંવાદ તથા નાટ્ય પ્રયોગનું કલાવિધાન કરનાર યુવકો જેમણે આનન્દ ઉત્પન્ન કર્યો છે, તે સર્વ પ્રત્યે આપણી કૃતજ્ઞતા છે.



## નવો ચીલો

ઇ. સ. ૧૯૨૬ ની સાલમાં મુંબાઇમાં સાહિત્ય પરિષદ્ મળી તે વેળા ઘણાક નિબંધ તેમાં વાંચવા માટે આવેલા અને પરીક્ષા સમિતિની નજરમાં જે એઠા તેટલા ત્યાં વંચાયા પણ ખરા. એમાંના ઘણાખરા નિબંધ વખતે શ્રોતાજનો માંહોમાંહે વાતો કરવાનું અને ટોલટપ્પા મારવાનું અત્યંત આહ્લાદક અને રમણીય કાર્ય કરી રહ્યા હતા. ઠોઠ ડહાપણ અને પાંડિત્ય ભરેલી એ વિદ્દ્વાણી પ્રત્યે પોતાનો કેટલો પ્રેમ ઉભરાઈ જાય છે તેનું બરાબર માપ તેઓ આપી રહ્યા હતા. માત્ર બેજ નિબંધ એવા હતા, જે વંચાતી વેળા સોય પડે તોયે સંભળાય એવી શાંતિ જળવાઈ હતી. પરિષદમાં જે કોઈ આંખ કાન ઉઘાડાં રાખીને હાજર રહ્યા હશે તે સૌને એ બે નિબંધો તરત યાદ આવશે એક નિબંધ સર મનુભાઇનો કળાપ્રદર્શન ખુલ્લું મૂકતાં વાંચેલો તે; અને બીજો નિબંધ પ્રો૦ કુંવરજી નાયક જેમણે હિંદના ઉદ્યોગને કચડી નાંખવા વિલાયત અને જરમનીએ છેલ્લી સદીના છેલ્લા દાયકામાં કેવું કાવતરૂં રચ્યું હતું તે બ્યાન પોતાના નિબંધમાં સચોટ રજુ કર્યું હતું. બીજો નિબંધ તો વક્તાનો ટાઈમ પૂરો થતાં અધૂરો મૂકાતો દેખાયો ત્યારે શ્રોતા સૌ પોકાર કરી ઉઠયા હતા અને "વાંચવા દો, પૂરૂં કરવા દો" ના બૂમ-બુમાટથી આખો હોલ ગાજી ઉઠયો હતો. સર મનુભાઇના નિબંધ માટે એવું વિઘ્ન ઉભુંજ થઇ શકે તેમ નહોતું અને તેને તો સભાએ શરૂથી અંત સુધી બરાબર એકાગ્ર ચિત્તે અને સહેજ પણ અધીરાઇ શિવાય સાંભળ્યો હતો.

આ દેખીની વસ્તુસ્થિતિ પરથી આજના સાહિત્યકારને માટેનું અવનવું માર્ગસૂચન મળી રહે છે પ્રજાને હવે ભાવીનું ઘડતર ઘડે એવું સાહિત્ય જોઇએ છે. ભૂતકાળના સાહિત્ય વિષેની મારામારીઓ, જોડણી વિષેનો ગજગ્રાહ, હજાર ને દીર્ઘ વરૂનાં તોફાનો અને બાલિશ ઝગડાઓ એ સર્વની પ્રજાને કંઇજ પરવા નથી. પ્રેમાનંદે નાટકો લખ્યાં હતા કે નહિ, એ નક્કી થાય કે ન થાય, ગુજરાતની પરિસ્થિતિમાં તેથી તસુભાર ફેર પડે તેમ નથી. અરપ અને અથ એ બંને એકજ મૂળમાંથી આવેલા અને ડોટરમાંનો એચ દોહિત્રમાંના હને કેવી સરસ રીતે મળતો આવે છે એવી બાબતો પર લક્ષ આપવાની આજે કોઇને ફુરસદ નથી. આજે તો પ્રજા પુનર્ઘટના માંગે છેઃ સામાજીક પુનર્ઘટના, ઔદ્યોગિક પુનર્ઘટના, આખાય જીવનની પુનર્ઘટના, અને એ પુનર્ઘટનાને માર્ગે પ્રજાને દોરે, એ પુનર્ઘટનાનું ચણતર કરવા માટેની ધગશ પ્રજામાં સળગાવે એવા સાહિત્યની આજે જરૂર છે. સાહિત્ય શબ્દને ફક્ત વાર્તા કે કવિતા કે નિબંધ જેવા સંકુચિત અર્થમાં ગોંધી રાખનાર પ્રાણીઓ સમાજની દોરવણીમાં તલ જેટલો હિસ્સો ભાગ્યેજ આપતા હશે. આજે તો વિજ્ઞાનનાં પુસ્તકોને પણ સાહિત્ય ગણવું જોઇશે ને ગણિતનાં પુસ્તકોને પણ સાહિત્ય ગણવું જોઇશે ને રાજકારણનાં પુસ્તકોને રાજદ્વારી સાહિત્ય કહેવું જોઇશે. વાર્તા કવિતાનું સાહિત્ય એને બહુ તો ફુરસદિયું સાહિત્ય કહી શકાય અને આ વિસમી સદીમાં ફુરસદ જેવી વસ્તુને માટે

છેવટે, આજનો કાર્યક્રમ આનન્દમય કરવા જેમણે શ્રમ લીધો છે તેમનો ઉપકાર માનવો ઘટે છે આ સભાના કાર્યકર્તાઓ જેમણે શ્રમ વેઠી આ પ્રસંગ રચ્યો છે, ભાષણકર્તાઓ જેમણે ઉન્નત વિચાર દર્શાવ્યા છે, સંગીત કરનાર બાળકો જેમણે સ્વરમાધુર્યની પ્રસાદી આપણને આપી છે, અને સંવાદ તથા નાટ્ય પ્રયોગનું કલાવિધાન કરનાર યુવકો જેમણે આનન્દ ઉત્પન્ન કર્યો છે, તે સર્વ પ્રત્યે આપણી કૃતજ્ઞતા છે.



# નવો ચીલો

ઈ. સ. ૧૯૨૬ ની સાલમાં મુંબાઇમાં સાહિત્ય પરિષદ્ મળી તે વેળા ઘણાક નિબંધ તેમાં વાંચવા માટે આવેલા અને પરીક્ષા સમિતિની નજરમાં જે બેઠા તેટલા ત્યાં વંચાયા પણ ખરા. એમાંના ઘણાખરા નિબંધ વખતે શ્રોતાજનો માંહોમાંહે વાતો કરવાનું અને ટોલટપ્પા મારવાનું અત્યંત આહ્લાદક અને રમણીય કાર્ય કરી રહ્યા હતા. દૃઢ ડહાપણ અને પાંડિત્ય ભરેલી એ વિદ્વદ્વાણી પ્રત્યે પોતાનો કેટલો પ્રેમ ઉભરાઈ જાય છે તેનું બરાબર માપ તેઓ આપી રહ્યા હતા. માત્ર બેજ નિબંધ એવા હતા, જે વંચાતી વેળા સોય પડે તોયે સંભળાય એવી શાંતિ જળવાઈ હતી. પરિષદમાં જે કોઈ આંખ કાન ઉઘાડાં રાખીને હાજર રહ્યા હશે તે સૌને એ બે નિબંધો તરત યાદ આવશે. એક નિબંધ સર મનુભાઈનો કળાપ્રદર્શન ખુલ્લું મૂકતાં વાંચેલો તે; અને બીજો નિબંધ પ્રો૦ કુંવરજી નાયક જેમણે હિંદના ઉદ્યોગને કચડી નાંખવા વિલાયત અને જરમનીએ છેલ્લી સદીના છેલ્લા દાયકામાં કેવું કાવતરું રચ્યું હતું તે બ્યાન પોતાના નિબંધમાં સચોટ રજુ કર્યું હતું. બીજો નિબંધ તો વક્તાનો ટાઈમ પૂરો થતાં અધૂરો મૂકાતો દેખાયો ત્યારે શ્રોતા સૌ પોકાર કરી ઉઠયા હતા અને "વાંચવા દો, પૂરું કરવા દો" ના ખૂમ-ખૂમાટથી આખો હોલ ગાજી ઉઠયો હતો. સર મનુભાઇના નિબંધ માટે એવું વિઘ્ન ઉભું જ થઇ શકે તેમ નહોતું અને તેને તો સભાએ શરૂથી અંત સુધી બરાબર એકાગ્ર ચિત્તે અને સહેજ પણ અધીરાઇ શિવાય સાંભળ્યો હતો.

આ દેખીતી વસ્તુસ્થિતિ પરથી આજના સાહિત્યકારને માટેનું અવનવું માર્ગસૂચન મળી રહે છે પ્રજાને હવે ભાવીનું ઘડતર ઘડે એવું સાહિત્ય જોઇએ છે. ભૂતકાળના સાહિત્ય વિષેની મારામારીઓ, જોડણી વિષેનો ગજગ્રાહ, હકાર ને દીર્ઘ વરૂનાં તોફાનો અને ભાષિક ઝગડાઓ, એ સર્વની પ્રજાને કંઇજ પરવા નથી. પ્રેમાનંદે નાટકો લખ્યાં હતા કે નહિ, એ નક્કી થાય કે ન થાય, ગુજરાતની પરિસ્થિતિમાં તેથી તસુભાર ફેર પડે તેમ નથી. અરપ અને અશ્વ એ બંને એકજ મૂળમાંથી આવેલા અને ડોટરમાંનો એચ દોહિત્રમાંના હ તે કેવી સરસ રીતે મળતો આવે છે એની બાબતો પર લક્ષ આપવાની આજે કોઇને ફુરસદ નથી. આજે તો પ્રજા પુનર્ઘટના માંગે છેઃ સામાજીક પુનર્ઘટના, ઔદ્યોગિક પુનર્ઘટના, આખાય જીવનની પુનર્ઘટના, અને એ પુનર્ઘટનાને માર્ગે પ્રજાને દોરે, એ પુનર્ઘટનાનું ચણતર કરવા માટેની ધગશ પ્રજામાં સુજાગ્રત કરે એવા સાહિત્યની આજે જરૂર છે. સાહિત્ય શબ્દને ફક્ત વાર્તા કે કવિતા કે નિબંધ જેવા સંકુચિત અર્થમાં ગોંધી રાખનાર પ્રાણીઓ સમાજની દોરવણીમાં તસુ જેટલો હિસ્સો ભાગ્યેજ આપતા હશે. આજે તો વિજ્ઞાનનાં પુસ્તકોને પણ સાહિત્ય 'ગણવું' જોઇશે ને ગણિતનાં પુસ્તકોને પણ સાહિત્ય ગણવું જોઇશે ને રાજકારણનાં પુસ્તકોને રાજદ્વારી સાહિત્ય કહેવું જોઇશે. વાર્તા કવિતાનું સાહિત્ય એને બહુ તો ફુરસદિયું સાહિત્ય કહી શકાય અને આ વિસમી સદીમાં ફુરસદ જેવી વસ્તુને માટે

બહુ સ્થાન રહેલું નથી. તેમાંયે જ્યારે એક પ્રજાને પોતાના આખા જીવનમાંજ પુનર્ઘટના કરવાની હોય ત્યારે એ ફુરસદીયું સાહિત્ય પણ પુનર્ઘટનાત્મક પ્રકૃતિનુંજ હોવું જોઇએ.

એટલે ગુજરાતની સાહિત્યસંસ્થાઓએ હવે કેવળ નવે માર્ગે વિચરવાની જરૂર છે. પ્રેમાનંદ ને દયારામ, અખો ને શામળ, બોજો ભગત ને વલ્લભ ફાંકડો ને એવા વિષયો પર નાહક મગજમારી કરવામાંથી તેમણે હવે બંધ થઇ જવું જોઇએ. હવે તો આખીયે પ્રજામાં જીવનની પુનર્ઘટનાની આગ સળગાવે એવા સાહિત્યનો પ્રચાર કરવાને માટે તેમણે કટિબદ્ધ થવું જોઇએ. આજે ભદ્રંભદ્ર ને લોહીનો વેપાર, કુમારનાં સ્ત્રી રત્નો ને સ્નેહગીતા જેવાં પુસ્તકોનીજ જરૂર છે. સમાજનાં જૂનાં ને પાપરીઠાં બંધનોને તોડી પાડનારા સાહિત્ય વિના પ્રજાની પુનર્ઘટના થવી અશક્ય છે, ને એ પુનર્ઘટના શિવાય ભાવી ગુજરાતનાં જે સપનાં આજનું ગુજરાત રચે છે તે કેવળ સપનાંજ રહેશે.

## ધ્વનિત

લેખકઃ—જયમનગૌરી પાઠકજી

હતી શાંત સુરમ્ય સુધા ઝરતી<br>
રજની રસ અંતરમાં ભરતી,<br>
જ્યમ ઊર્મિ સમાય ન સાગરમાં,<br>
મમ આશ સમાય નહીં ઉરમાં.<br>
જઇને યમુના તટ એકલડી,<br>
ઊભી માધવ કારણ એક ઘડી,<br>
મધુરી સુણી મેં પછી વાંસલડી,<br>
પડી ઘેન વિષે નવ જાણ પડી.<br>
મુજ નેન ગયાં ખુલી જે સમયે,<br>
પ્રિય કા'ન હતો નહીં પાસ અરે !<br>
પણ વાંસળી વાલમની 'હું' સુણું,<br>
રસમસ્ત બની જગ ઢુંઢી વળું.<br>
સુણું સૂર છતાંય ન શોધી શકું,<br>
જડતો નહીં તોય ન છોડી શકું.

# હૈયાની હુંફ ........................શ. લલિતમોહન ચુ. ગાંધી.

## ( ૧ )

દુનિયા મહીં પાનાર અને પીનાર એને કેફ ચ્હડતો હોય તો તે એકજ—યૌવનનો કેફ. યૌવનમદે ભરેલી યુવતિનાં નયનો પણ એ કેફે ઘેરાય અને એ મદભર નૈનાંના જોનારનેય એ કેફની મસ્તી ચડે.

રજનીકાન્તનેય એવું કંઇક થયું. એણે ગાઢ અંધારી રાત્રી પછી ઉગતા રમ્ય સહવાર સમી મનોરમાને સનસેટ પોઇન્ટ પર એક ખડક પર ઉભેલી જોઈ. ઉંચું એકવડું શરીર, ખભાનો અને ડોકનો સુંદર મરોડ, રાજવી નાક, ઘાટીલો ઓષ્ઠસંપુટ અને ચાતુર્યથી ચળકતી મનોહર કીકીઓ—એ સઘળાં પર ઘડીભર એની નજર ઠરી. એના ઉજળા ચરૂ જેવા, સુકુમાર હાથ લટકતા એના દિલ પર પડયા હતા. સફેદ દૂધ જેવાં વસ્ત્રે એવું શરીર ઢંકાતું. જરાક નીચું ઓઢેલું અને પવનની લહરીમાં ઉડી રહેલા છેડા મહીંથી ચમકીને ચાલી જતી વિદ્યુત્‌ની માફક એની મુખમુદ્રા દેખાતી અને અદ્રશ્ય થતી.

એ અસ્ત થતા દિનકરને જોઈ રહી હતી.

સન્ધ્યાના સૂર્યનાં કુમળાં કિરણો મહીં એ ગૌર અંગ સુવર્ણમય લાગતું, જાણે હેમની લતાજ.

એ દૂર દૂર ક્ષિતિજ પર, તેજના અંબાર, જગતનાં જીવન, ખિન્ન થયેલા, ઘડી ભર સૃષ્ટિને નિરખવા થંભ્યા હોય એવા સવિતાનારાયણને જોઈ રહી હતી. દૂર દૂરની ઘેરી ટેકરીઓ પરથી ધીમે ધીમે સરકતો રાતો થઈ એ ક્ષિતિજ પર આવી અદ્રશ્ય થયો. નભ મહીં શરમાળ યુવતિના કપોલનો નારંગી રંગ છવાઈ ગયો, જાણે કે રાત્રીના સંચારથી એ લજવાતું હોયને. આયે તળેટી મહીં ખળખળ વહેતી સુરમ્ય સરિતા પરતો મનોહર રક્તવર્ણો આભાસ જાણે જળ મહીંથી અગ્નિ પ્રગટયો હોય એવો લાગતો.

એ બધું નિરખવા એનો આત્મા એના નયનમાં આવી વસ્યો. સન્ધ્યા અને સૂર્યાસ્તની સુન્દરતા એને ગમી. સન્ધ્યાના રંગો જેમ ઘડી ઘડી બદલાય તેમ એના અંતરના ભાવ એના વદન પર તરવરી ઉઠયા અને અદ્રશ્ય થયા.

અંતરે નિશ્વાસ નાંખ્યો. આંખમાં એક આંસુનું ટીપું ચમક્યું. એ પાછી ફરી.

"કુસુમ, ચાલો, મોડું થયું," એણે આદેશ આપ્યો અને બન્ને ગયાં.

## ( ૨ )

એ બે ગયાં અને રજનીકાન્ત ધમ લઇને જે પથરા પર ઉભો રહી સૂર્યાસ્ત જોઈ રહ્યો હતો તે પર એમને જતાં જોઈ રહેતો બેસી ગયો.

થોડે જતાં મનોરમાને માથેથી છેડો સર્યો. સરી ખભાને અવલંબી રહ્યો. તે એણે જોયું.

અવાજ આવ્યો. એ તરફ એણે જોયું.

રજનીકાન્તે મનોરમાનું નામ જાણ્યું. કંઇક કલ્પના કરી શક્યો.

હોટેલમાં રહેતું કુટુંબ—ભાઇ, ભાભી, મનોરમા ને કુસુમ.

બધાં ગયાં તે રજનીકાન્ત જોઇ રહ્યો. વિચારશૂન્ય બન્યો હોય એમ એને ઘડી ભર લાગ્યું.

× × × × ×

આખી રાત "વિશાખા-વિશાખા" એ મંજુલ નામનું રટણ કરતું એનું હૃદય રડ્યું.

( ૫ )

બીજે દિવસે મનોરમા ફરતી ફરતી અનાયાસે રજનીકાન્તના ખંડ આગળ આવી ચડી. એને સૂતેલો જોઇને એ અંદર દાખલ થઈ.

"કેમ આજેય હજુ ત્હમારી તબીયત ઠીક નથી કે શું ?"

ગુજરાત બહાર ગુજરાતીઓનું હૃદય. ગુજરાતી ભણી સહજ ખેંચાય છે એવું કંઇક એ વખતે થયું.

"ના" રજનીકાન્તે જવાબ આપ્યો.

રૂમમાં ફરતી હતી તે એકદમ અટકી. ટેબલ પર વિશાખાની છબી પડી હતી તેને એ અનિમેષ એ ત્રણ મિનિટ જોઈ રહી.

"કોની છબી છે ? ત્હમારાં વહુની ?" કંઇક સ્ત્રીસુલભ જિજ્ઞાસાથી પૂછ્યું.

"હા" રજનીકાન્તે કંઇક અજબ દુઃખદ લાગણીઓના આવેશમાં જવાબ આપ્યો.

"ત્યારે ત્હમે એકલા કેમ આવ્યા ? ત્હમારી તબીયત તો આવી છે." મનોરમાએ પૂછ્યું.

રજનીકાન્ત બેઠો થઈ ગયો. અવાજમાં રુદન ભરાઈ બેઠું.

"એ તો ગુજરી ગઈ"

એટલામાં કુસુમ ફોઇને શોધતી ત્યાં આવી પહોંચી. આવીને ફોઇને વીંટાઈ વળી.

"ત્હમને કેટલાં શોધ્યાં!" કુસુમ હવી ગઈ. કુસુમને ખોળામાં લઈ મનોરમા એક ખુરસી પર બેઠી.

"ક્યારે ગુજરી ગયાં ?" મનોરમાએ પૂછ્યું.

"છ મહિના થયા" રજનીકાન્તના હૈયાએ બોલતાં બોલતાં દુઃખની એક હાય નાંખી. એના સામું મનોરમા એક પળ જોઇ રહી.

"શું થયું હતું !" મનોરમાની જિજ્ઞાસા આગળ વધી.

"સુવાવડ." એ ગણગણ્યો.

"ત્યારે બાળકનું શું થયું ?" મનોરમાએ આતુરતાથી પૂછ્યું.

"એ પણ બિચારૂં એની મા ગઈ ત્યાં ગયું." રજનીકાન્તની આંખમાં બોલતાં બોલતાં ઝળઝળીયાં આવી ગયાં.

"ત્યારે તો ત્હમને ગઈ કાલે એ બે સાંભર્યાં હશે !" અનુમાન કરતી મનોરમા સવી ગઈ.

"ના, એવું તો નહીં પણ સારા સંસારમાં મ્હારે માટે કોઇનો જીવ તણાતો હોય એવું

ન રહ્યું એ વિચાર કરતો હતો." દુઃખી હૃદય પોતાનું દુઃખ ઠાલવી હલકું થયું.

મનોરમા વિચારમાં પડી ગઈ. એના હૈયામાં કંઈ ગડમથલ થતી હશે એમ રજનીકાન્તને સમજાયું.

"ચાલો કુસુમ જઈએ. ત્હારા પપ્પા અને બા ફરીને આવ્યાં હશે." થોડી વારે એ બોલી ગઈ.

મનોરમા ગઈ તેને રજનીકાન્ત જતી જોઈ રહ્યો.

( ૬ )

ત્રીજે દિવસે સાંજે શાર્લોટ લેક તરફ મનરંજન કરવા રજનીકાન્ત જઈ ચઢ્યો.

એનું હૈયું મનોરમાને જોવાથી એના હૃદયમાં થયેલી લાગણીઓ રટતું; અને વિશાખાની સ્મૃતિઓ આવતી તેથી બીજું થતુ. અંતરની ગડમથલ એને મુંઝવતી.

બુદ્ધિશાળી બુદ્ધિનો દુરુપયોગ કરતાં આપોઆપ શીખે છે. મનોરમાના શબ્દો અને વર્તનનું પોતાના હૃદયના ભાવના માપે પૃથક્કરણ કરવા એનું મન દોડી જતું. અંતરને અનુચિત લાગતું છતાં દિલ ત્યાંજ દોડી જતું.

જીવનમાં આવું આકર્ષણ પહેલુંવહેલુંજ એ અનુભવતો હતો.

પુષ્કળ વિચારો આવતા અને ચિત્ત વ્યગ્ર આપોઆપ રહેતું.

શાર્લોટ લેક પર પહોંચ્યો ત્યારે ત્યાં પાળ પર મનોરમા અને કુસુમને બેઠેલાં જોયાં.

જતાં રહેવા ઇચ્છયું, અને પ્રયાસ પણ કર્યો પણ એટલામાં મનોરમાની નજર એના પર પડી. થોડેક દૂર હતો ને એણે પૂછયું. "આજે તબીયત ઠીક છે ને ?"

રજનીકાન્તને એમની નજીક જવું પડયું.

"હા, ઠીક છે. ફરવાથી જરા ઠીક લાગે છે."

"દુઃખ ભૂલતાં શીખીએ તોજ જગતમાં રહેવાય" કંઈ ઉતાવળથી એ બોલી ગઈ.

"દુઃખ નથી ભૂલાતું. આવું દુઃખ કેમ ભૂલાય ?" રજનીકાન્તે સુધાર્યું.

"દુઃખ કોને નથી હોતું ? સૌને સૌનું" દિલાસો આપતી હોય એમ મનોરમા બોલી.

રજનીકાન્તે એના મ્હોં સામું જોયું. એ જોઈ શકયો કે એ દિલાસો મનોરમા પોતાના અંતરને આપી રહી છે. એની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં હતાં તે એ જોઈ શકયો.

"જેવું ત્હમારે તેવું મ્હારેય. દુઃખ નિભાવ્યેજ છૂટકો" થોડી વારે આવેશમાં એ બોલી ગઈ.

રજનીકાન્ત ચમકયો. એના સામું અનિમેષ જોઈ રહ્યો.

પાંચેક મિનીટ સુધી એ મૂગી બેસી રહી. રજનીકાન્તને સમજાયું કે એની વાત એણે સાંભળી ત્યારથી એ એનાજ વિચાર કરતી હતી. એને બિચારાને કાંઈ બોલવું ન સૂઝયું.

એટલામાં એના બાઇ ને ભાભી દૂર ફરવા ગયાં હશે તે પાછા આવ્યાં.

રજનીકાન્તને ઘડીભર શું કરવું તે ન સૂઝયું. એ ઊભો હતો તેમ ઊભો રહ્યો. મનોરમાના ભાઈ અને ભાભીને નજીક આવતાં જોઈ રહ્યો.

"કેમ છો ?" એના ભાઇએ રજનીકાન્તને પૂછયું. પોતાની જ્ઞાતિના, સુશિક્ષિત, અને

સવા લાખની જાગીરના માલિક તરફ સભ્યતા એનાથી આપોઆપ બતાવાઈ ગઈ. અત્યાર સુધી જેને નામથીજ એ ઓળખતો તેના પરિચયમાં આવવાનું એને ગમ્યું.

"આજે જરા ઠીક છે તેથી ફરવા નીકળ્યો છું. એમણે મ્હારી તબીયતના સમાચાર પૂછ્યા એટલે જરા કહેવા ઊભો" મનોરમા તરફ જોતાં રજનીકાન્તે ખુલાસો કર્યો.

ભાઇએ પૂછ્યું એટલે ભાભીએ પણ સભ્યતા બતાવીઃ—

"ફરવા આવ્યા તે ઠીક કર્યું. ઘર બેઠાં એકના એક વિચારો આવ્યા કરે એટલે તબીયત ન સુધરે."

"ત્હમે હોટેલમાં એકલા એકલા તમારા રૂમમાં બેસી રહો છો તેના કરતાં અમારા બ્લોકમાં આવતા હો તો દિવસ જરા આનંદમાં જાય" પત્નીનો બોલ પતિએ ઉપાડી લીધો.

રજનીકાન્તને મનોરમાએ તેનો ઇતિહાસ એના ભાઇ તથા ભાભીને કહ્યો હશે એમ સ્પષ્ટ લાગ્યું. કંઇક ઠપકો દેતી એની આંખ મનોરમા તરફ વળી.

મનોરમા એના સામું મીઠું જોઇ રહી. 'ચાલો ઘર તરફ' એના ભાઇએ સૂચના કરી એટલે બધાં પાછાં ફર્યાં.

હોટેલ પર પાછાં ફર્યાં ત્યારે પગથીયાં પર ચઢતાં મનોરમાનાં ભાભીએ પતિને સૂચન કર્યું.

"બ્રીજ રમવા આપણુને એકની ખોટ પડે છે; એમને બોલાવીએ!"

એ સૂચના બધાંને પસંદ પડી.

એને આમંત્રણ થયું. રજનીકાન્ત ના ન કહી શક્યો.

* * * *

પછીથી દિવસો વીતી ગયા અને હંમેશ એ પાનાં રમવા જતો. કુસુમ એને હાથ પકડીને ઘસડી લઈ જતી.

પુરુષ અને સ્ત્રી એવો વિભાગ રમવામાં ન પડતો. પડતો તો રમત બગડતી. એટલે ઘણે ભાગે પતિપત્ની ભેગાં ર્‌હેતાં એટલે સ્વાભાવિક રીતે રજનીકાન્તને મનોરમા સાથે જ રમવું પડતું.

એ બન્ને હમેશાં હારતાં. બન્નેનું ધ્યાન બધો વખત રમતમાં ન્હોતું રહેતું. બન્નેનાં મગજમાં કંઈ કંઈ તરંગો ઉઠતા અને સમાતા.

ન્હાની કુસુમ કહેતી "ફોઇ હાર્યાં." હા, અમે તો હારેલાંજ છીએને! એવું મનોરમા ઘણી ફેરી ગણગણતી. રજનીકાન્ત એના સામું જોઈ રહેતો. એની મુખમુદ્રા પરના ભાવ કળવા મથતો.

( ૭ )

પછીથી ત્રણ મહિને મુંબઇમાં મળ્યાં. મલબારહીલ પર એક ન્હાનકડા બંગલામાં એને આમંત્રણ આપવામાં આવ્યું હતું.

મનોરમા અને ત્હેનાં ભાભીએ એનું સ્વાગત કર્યું. મનોરમાના ભાઇ બ્હાર ગયા હતા. તેથી એને બેસવાનું કહી તૈયારી કરવા મનોરમાનાં ભાભી રસોડા તરફ વળ્યાં.

કુસુમ એક મોટી ખુરસી પર સારાં કપડાં પહેરી બેઠી હતી. રજનીકાન્તે ગજવામાંથી કાંઈ કાઢી ત્હેને આપ્યું અને એક પાસેની ખુરસી પર બેઠો.

# સુરભિ

મનોરમા એક આરામ ખુરસી પર પડી. પગમાંતી સુંદર ચમ્પલો વડે રમ્યાં કરતી હતી. બહાર દેમાર વરસાદ પડતો હતો. કાચની બારીઓ બધી બંધ કરી દીધી હતી. રજનીકાન્ત બહાર પડતા વરસાદને જોઈ રહ્યો હતો. કદી કદી એ મનોરમાને જોઈ લેતો.

થોડી વારે મનોરમાએ એક પાસે પડેલું ચોપાનીયું લીધું. ચિત્રો જોવા માંડયાં. મનોરમા ચોપડીમાંથી માંથુ ઉંચું કરી એક ક્ષણ એના સામું જોઈ રહેતી ને પાછું ચોપડીમાં જોતી.

ત્રણ મહિના પછી બેમાંથી એકેના હોઠ ઉઘડતાજ ન હતા.

એક નળ-દમયતીનું ચિત્ર જોતાં જોતાં મનોરમા સ્તબ્ધ થઈ ગઈ.

રજનીકાન્તે તે જોયું " કેમ શું છે કે આટલું ધારી ધારીને જુવો છો !"

" જુઓને, કેવું સુંદર ચિત્ર છે," મનોરમાએ પ્રશ્ન કર્યો.

" હા ઠીક છે." નીરસ જવાબ મળ્યો.

"હવે ત્હમારી આવી છબી અમને ક્યારે મળશે." એક ફેરી જીભ ચાલી એટલે હીંમત આવતાં એ બોલી.

"મ્હને પરણવું નથી ગમતું" જવાબ મળ્યો.

"કેમ, વિશાખા બ્હેન સાંભરતાં હશે." મનોરમા ગણગણી.

"એ તો છેજ તો. સાંભરે કંઈ પાછી આવવાની છે ? હાય ચારે પેર ભરાવાનું છે ? બાકી મ્હારે ઘેર આવો તો સમજાય કે મ્હારી શી દશા છે. ગૃહિણી વિનાનું ગૃહજીવન કયાંથી સંભવે ?" કંઈક કંટાળનો હોય એવો જવાબ રજનીકાન્તે આપ્યો.

"ત્યારે પરણો !" ફરીથી મનોરમા ગણગણી.

" પણ પરણનાર જેવો આપી શકું તેવા લુખ્ખા સ્નેહથી કેમ સંતોષાશે ? વિશાખા મ્હારાથી નજ ભુલી શકાય." રજનીકાન્ત બોલતાં અટકી ગયો. મનોરમાને એક ક્ષણ જોઈ રહ્યો.

" વળી મ્હને ત્રીસ થયાં. કન્યા મળે બહુ બહુ તો તેરની. કેટલો બધો ફેર ! ક્યાં તેર, ક્યાં ત્રીસ ! મ્હને એવી બાળાને પરણી બાળક થતાં ન આવડે."

" ત્યારે શું ઉપાય !" મનોરમાને કંઈક ગમ્યું હોય તેમ રસ લેતી બોલી.

"ઉપાય—એક સિવાય બીજો તો નથી લાગતો. કોઈ વીસ બાવીસની વિધવા મ્હારૂં હૈયું જેવો તેવો સત્કાર કરે તેથી નિભાવી શકતી હોય તોજ અમારો સંસાર ચાલે. મ્હારે બાળક પણ ન થવું પડે. મ્હારા હૈયામાં વિશાખાનું સ્થાન રહે. વ્હાનાર હૈયાની હુંફ માટે તલસતું હૈયું પોતાનું મનગમતું મેળવી જરાતરા સુખી થાય." રજનીકાન્તે પોતાનું અંતર ઠાલવ્યું.

" ત્હમારી વાત ખરી છે. કૂમળી વયની બાળાને પરણો તો તેની સાથે ત્હમારે બાળક થવું પડે. ન આવડે તો જીવન ધૂળમાં મળે. ત્હમારા હૈયામાં વિશાખાબ્હેનને સ્થાન હોય એ એ બાળાના મનમાં જરૂર ખૂંચે. એની સરખામણી કરો અને અમુક બાબતમાં એનામાં ઉણપ જુવો તો જરૂર કંકાસ થાય." મનોરમાએ અનુમોદન આપ્યું.

" જવાજ દોને એ વાત " કંટાળતો હોય એમ રજનીકાન્ત ગણગણ્યો.

" ઠીક, પણ ત્હમે કહી તે વાત વિચારવા જેવી છે. વિધુર વિધવાનેજ પરણે તો

કાર્યશે તો ખરો. બન્ને ઉમરે પહોંચેલાં એટલે એકબીજાનો સ્વભાવ જાણી લેવાની સુગમતા પડે. વળી એકબીજા પોતાના અંતરમાં પૂર્વાશ્રમના સ્નેહીને યાદ રાખે. એમાં એકબીજાને કાંઈ અન્યાય નહીં. બિચારી વિધવાઓને ફરજિયાત એકલું જીવન ગાળવું ન પડે. માનવ હ્રદયની દિલના સ્હાની ઉષ્માની ભૂખ ટળે અને એકબીજાનું જીવન સુરક્ષિત અને સુવ્યવસ્થિત થાય."

મનોરમાએ પોતાના અંતરમાં કેટલાંય વર્ષો થયાં જે વિચાર ઘોળાયાં કરતા હતા તેને વ્યકત કર્યો. આનંદની છાયા એના મુખ પર છવાઈ રહી.

"જીવનની શરૂઆતમાં દિલ કૂમળું હોય એટલે ગમે તેટલી ખામી છતાં સ્ત્રી પુરુષ અન્યોન્ય તરફ હેયું વાળી શકે છે" વિચાર કરતો રજનીકાન્ત ગણુગણ્યો.

"હા. ખરૂં છે, દિલ પ્રૌઢ થાય, માણુસનું માનસ એક ફેરી ઘડાઈ જાય પછી ગમે તેમ વાળવું હોય તો દિલ નથી વળી શકતું." મનોરમા લવી ગઈ.

"અનુગુણ માનસની ઘડાયલી વ્યક્તિઓ ભેગી મળે તોજ સુખ ને શાંતિ. નહીં તો હોલામાંથી ચૂલામાં પડયા જેવું થાય." રજનીકાન્તે ઉમેર્યું.

બન્ને થોડી વાર ચૂપ રહ્યાં. એટલામાં મનોરમાનાં ભાભી રસોડામાંથી બધું તૈયાર કરાવી આવી પહોંચ્યાં.

"કેમ, મનોરમા બ્હેન ! તમારા ભાઈ નથી આવ્યા ?"

"ના, બહુ વાર થઈ." મનોરમા ગણુગણી.

"ત્યારે તો રજનીકાન્તભાઈને બહુ કંટાળો આવ્યો હશે !"

"ના રે ના, અમે તો વિધુર વિધવાનેજ પરણી શકે એ વિષય પર જબરી ચર્ચા કરી." મનોરમાએ જવાબ આપ્યો.

મનોરમાનાં ભાભી હસ્યાં.

"કેમ, એમને કોઈ વિધવા સાથે પરણાવવાનો પ્રબન્ધ માંડયો છે?" હસતાં હસતાં એણે કહ્યું.

"અરે કંઇ નહીં બે ઘડી ગમ્મત." રજનીકાન્તે સાચવી લીધું. એની અને મનોરમાની આંખ મળી.

બન્નેને થયું કે બન્ને એકબીજાને કંઇક કહેવા માંગે છે.

રજનીકાન્તે ધીમો નિઃશ્વાસ મૂકયો. કંઈ નિમિત્ત કાઢી મનોરમાએ આંખ લૂછી નાંખી. રજનીકાન્ત એ જોઈ ગયો.

એટલામાં મનોરમાના ભાઈ આવી ચઢયા. બધાં ભેગાં થયાં. ન્હાપાણી નાસ્તો થયાં. કુસુમની વર્ષગાંઠ સારી રીતે ઉજવાઈ.

ત્યાર પછી રજનીકાન્ત અને મનોરમા પોતપોતાના જગતમાં બે મહિના વધુ જીવ્યાં.

(૮)

અને તે બેસતા વર્ષનો દિવસ હતો. પોતાના દિવાનખાનામાં એક મોટી ખુરસીમાં પડયો પડયો રજનીકાન્ત અભિનંદનપત્રો વાંચી રહ્યો હતો.

કંઇક અવાજ થયો. એણે ઉચું જોયું. એણે મનોરમાના ભાઇ ઇંદુભાઇને જોયા.

"અહો, ત્હમે ક્યાંથી ઈંદુભાઇ! ત્હમને મ્હારાં નવા વર્ષનાં અભિનંદન." રજનીકાન્તે સ્વાગત કર્યું.

"અભિનંદન તો ત્હમને આપવા જોઇએ" ઈંદુભાઈ ગણગણ્યા.

"કેમ?" આશ્ચર્ય પામતા રજનીકાન્તે પૂછ્યું. એમના હાથમાં પાકીટ જેવું હતું તે ધીમે રહીને એમણે ખોલ્યું. એક સુંદર ઑટોગ્રાફ લખવાની ચોપડી કાઢી. એ ત્રણ ચાર પાનાં ઉથલાવ્યાં અને પછીનું એક પાનું ઉઘાડી રજનીકાન્તને વાંચવા આપ્યું.

એણે વાંચ્યું :

"હિંદુ સમાજની પરિસ્થિતિ સુધારવા વિધુર વિધવાનેજ પરણી શકે. અનેક વિટંબણાઓ આ રિવાજથી દૂર થશે. વયનાં કજોડાં થશે નહીં અને તેથી થતા અસંખ્ય દુઃખી જીવનના દાખલા જડશે નહીં. પૂર્વાશ્રમના સ્નેહને અંજલિ અપાય તોય વિધવા વિધુરના લગ્નમાં કોઇને અન્યાય ન થાય. પ્રૌઢ દિલ પોતાને ગમે તેવુંજ ખોળી લે, એટલે એકબીજાને રસિક જીવન મળે. સુરક્ષિત અને સુવ્યવસ્થિત જીવન જાય. બાળવિધવાને આવાં લગ્ન સિવાય બીજું કયું સુખ હોય? અને અનેક જુવાનીયાઓને ફરજિયાત કુમારું જીવન ગાળવું પડે છે તે ન પડે. પૈસાવાળા તેમના જીવનના સુખ પર તરાપ ન મારી શકે.

**"રજનીકાન્ત"**

રજનીકાન્તને કુસુમની જન્મતિથિનો દિવસ યાદ આવ્યો. તે દિવસની ચર્ચાની નોંધ છે એવું સ્પષ્ટ સમજાયું.

આગળ વાંચ્યું:—

"મ્હને આ વિચાર બહુજ ગમે છે. જે મ્હારા અંતરમાં આજ પાંચ વર્ષોથી રમે છે તે આજે રજનીકાન્તને મ્હોઢેથી મ્હેં સાંભળ્યું. દુનિયામાં કોઈનો જીવ આપણે માટે તલપાતો હોય એવી વ્યક્તિની કેટલી જરૂર છે! એના વગર નથી જીવાતું...કેવો વિધિનો સંયોગ!

**"મનોરમા"**

શ્રાવણ પૂર્ણિમા.

રજનીકાન્તે ચોપડી પાછી આપી.

"હો, એ તો કુસુમની જન્મતિથિને દિવસે થયેલી ચર્ચાની નોંધ છે." નીરસ જવાબ આપ્યો.

"પણ નીચે લખ્યું છે તે વાંચ્યું?" સામો પ્રશ્ન થયો.

"હા." મનોરમાનાં બુદ્ધિવૈભવ, અને રસિકતા કેવાં દિલ હરી લે એવાં હતાં એની કલ્પના વડે રજનીકાન્તે દિલને સંતોષ્યું.

"અત્યંત સુંદર, દિલ બહલાવે એવી રસિક, બુદ્ધિવિલાસથી રીઝાવે એવી બુદ્ધિમાન" એ વિચાર—એ પૃથક્કરણ એને આનંદ આપવા લાગ્યા.

મનોરમાના ભાઈ એને જોતા થોડી વાર બેસી રહ્યા.

"કેમ કાંઈ બોલતા નથી?" આખરે એમણે પ્રશ્ન કર્યો.

"ખાસ કંઈ નહીં, ત્હમારાં બ્હેન કેવાં આદર્શ રૂપ છે તેનો વિચાર કરતો હતો. પણ બિચારાંને વૈધવ્ય એટલે કેટલાં દુઃખી !" રજનીકાન્ત ગણગણ્યો.

"એ દુઃખ હવે ટાળવા ધારું છું." ઈંદુભાઇએ ઉમેર્યું.

"એ તે શી રીતે થાય ?" આશ્ચર્ય પામતો એ લવી ગયો.

"આ જંગલ જેવા ઘરની માલીક બનાવીને !" અક્ષરે અક્ષર પર ભાર દેતા ઈંદુભાઈ બોલ્યા.

"ના, ના. એમને એવી જીદ કરી ત્હમે દુઃખી ન કરશો. એ વાત એમનું હૃદય શી રીતે માની શકે !" રજનીકાન્તે ઉમેર્યું.

ઈંદુભાઇએ ઑટોગ્રાફ બુકના પાનાં ફેરવ્યાં. બીજું એક પાનું કાઢી રજનીકાન્તને વાંચવા આપ્યું.

એણે વાંચ્યું:—

"હિંદુ સમાજની મ્હારા જેવી બાળ વિધવા ! ત્હારી દશા તો સહુથી ન્યારી છે. પતિને લગ્નની ચોરી મહીંજ પહેલો અને છેલ્લો જોયો હોય છતાં એ પતિ પરના સ્નેહનો ચિરાગ ત્હારા હૈયામાં હંમેશ જળતો રાખી ત્હારાં સુખ, મનોરથ, શરીર, બધાંની આહુતિ આપ્યાં કરવાની !

"મ્હારા પતિનાં આછાં આછાં સ્મરણો છે, પણ તે જીવન કેમ નિભાવે ? પરણ્યું તોય મ્હારૂં દિલ કુમારૂં જ છે.

"હૈયું નથી કબૂલ કરતું કે વિધવા થઈ એટલે સ્ત્રી મનુષ્ય મટી ગઈ. બિચારી બાળ-વિધવાના હૈયામાં શા શા મનોરથો જાગતા હશે તે બ્હાલસોયાં થતાં સંસારનાં દમ્પતીઓ નથી સમજી શકવાનાં. હિંદુ સમાજ બાળવિધવાને જ ત્યાગ, આત્મભોગ, વૈરાગ્યની ધૂંસરી કેમ વળગાડે છે ? સમાજની નીતિને નામે કેટલી વિધવાઓને અધમ જીવન ગાળવું પડે છે ! જેનું દિલ સ્વાભાવિક મનુષ્યહૃદયની લાગણીઓ ખાળી વૈરાગ્યવૃત્તિ નથી કેળવી શકતું તે લોકોને છૂટ આપવાથી જે જગતની પછવાડે અધમતા ચાલી રહી છે તે ન ચાલે. જે મનુષ્ય મટી દેવ થઈ શકે છે તેનો સવાલજ નથી. તે તો દેવ જ રહેવાના. પણ જે મનુષ્ય રહેવાજ સરજાયલા છે, તેને પ્રતિબંધ જાય તો કેટલું સુખ થાય !"

"મનોરમા."

રજનીકાન્ત વાંચી વિચારમાં પડી ગયો: "ભલે, તેથી શું ?, મ્હારા તરફ એમનું દિલ આકર્ષાય છે, મ્હારૂં ભાગ્ય ઉજળું કરવામાં એ સુખ જુએ છે તે જાણ્યા વગર કાંઈ કહેવું એ ઉતાવળું પગલું કહેવાય." ધીરે ધીરે વિચાર કરતો કરતો રજનીકાન્ત બોલ્યો.

ઈંદુભાઇ રજનીકાન્તનું હૃદય ઘા પાડે છે એ જોઈ શક્યા. રજનીકાન્તને જોઈ રહ્યા. એની મુખમુદ્રા પર અજબ દુઃખની છાયા છવાઈ, એના કપાળે કરચલીઓ વળી, એણે એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો,—એ બધું ઈંદુભાઇએ જોયું.

થોડી વારે ગજવામાંથી એમણે ડાયરી કાઢી. તેમાંથી એક કામળનો કુચો કાઢ્યો.

"લ્યો, આ જુઓ." રજનીકાન્તને આપતાં ઈંદુભાઇએ કહ્યું.

રજનીકાન્તે તે લીધો. ધીમે રહીને ઉઘાડ્યો.

"અરર! મ્હને શું થઈ ગયું છે? રજનીકાન્તનો પરિચય મ્હારા હૃદયમાં એક આર્ય વિધવાને ન છાજે એવા ભાવો કેમ પ્રગટાવે છે! એમના દુઃખની વાત જાણી મ્હારૂં દિલ એમના ભણી ખેંચાય છે. ખરેખર એ સાચુંજ કહે છે કે દુનીયામાં આપણે માટે જેનું દિલ તણાય એવા એક પણ સ્નેહી વગર જગતમાં જીવી શકાતું નથી—પણ એમનું જીવન કેટલું નિર્મળ છે! હા, તે દિવસે સનસેટ પોઈન્ટ પર મ્હને પ્રથમ જોઈ ત્યારે એમનો આત્મા મ્હને અનિમેષ ભાળી રહેતો હતો. ત્યાર પછી આટલી વખત ભેગાં થયાં હોઈશું, પણ કેવું સંયમી વર્તન!

"હુંજ અધમ. એમનું નામ યાદ આવતાં અંતરમાં વિહ્વળ થાઉં છું. મ્હારૂં દિલ ત્યાં કોણ જાણે કેમ દોરાઈજ જાય છે! રોક્યું નથી રોકાતું.

"પણ હાય! ભાઈ ભાભી મ્હારે માટે શું ધારશે? અરે! એ વિચાર—એ લાગણી એમને કહીજ શી રીતે શકાય?

"છેલ્લી ફેરી બોલું: "વ્હાલા રજની!" કેવું અંતરે સુખ થાય છે. હા! હવે નહિ યાદ કરૂં. મ્હારે તો મ્હારા ચંદ્રનુંજ નામ જપવું જોઈએ."

રજનીકાન્તે મનોરમાનું અંતર પારખ્યું. કાગળ પાછો આપ્યો. ઘડીભર એ કાંઈ બોલી શક્યો નહીં.

"હું અંતરમાં અધમ થયો. બીજાને અધમ બનાવવાનું સાધન બન્યો. ઓ વિધિ!" આવેશમાં એ બોલી ગયો.

× × × ×

અને પછીથી મનોરમા અને રજનીકાન્તનાં વૈદિક વિધિથી લગ્ન થયાં. મનોરમાના ભાઈએ જ્ઞાતિનાં ને સમાજનાં બન્ધનો તોડી ફેંકી દીધાં. પરણી તોય કુમારી મનોરમાનું જીવન બગાડવાનો સમાજને કાંઈ અધિકાર નથી એમ એ હંમેશ દલીલ કર્યા કરતા.

એના ભાઈએ વિદાય કરતી વખતે મનોરમાની એના ટેબલમાંથી ઑટોગ્રાફબુક તથા કાગળનો ડુચો ચોરી જવા માટે માફી માંગી, અને રજનીકાન્ત અને મનોરમાને સુખી જીવન ઇચ્છ્યું. મનોરમાએ ઉપકારવશ હૈયાની લાગણીઓનો એક અશ્રુપૂર્ણ મીટથી સાક્ષાત્કાર કરાવ્યો.

× × × ×

મનોરમા ઘણી ફેરી રજનીકાન્તના ખભા પર માથું નાંખી દઈ કહે છેઃ

"સ્નેહી દિલની હૂંફ એ તો મનુષ્ય આત્માની પિપાસા—એનાં વગર આપણે કેવાં થઈ ગયાં હતે!"

# કોયલ જો! ટહુકે!

...............લેખક: વાસુદેવ રામચંદ્ર સેલત.

(અલબેલીરે અંબે માત. જોવાને જઈએ—એ લય.)

(રાસ.)

સખી! રંગભર્યો ઋતુરાજ, કોયલ જો! ટહુકે!
સખી! ફાલે મધુ રસ સાજ, કોયલ જો! ટહુકે!—ટેક.

લલિત લવંગ ઇલાયચી વેલ્યો,
શોભે તરુવર સાથરે,
અબલાજન એકલ આ ઋતુમાં,
રડતી દીન અનાથ!—કોયલ જો!

સારસ આવ્યા ને મોરલારે આવ્યા,
આવ્યા બુલબુલ કીરરે,
ગોકુળથી નવ વ્હાલમ આવ્યા,
બનતું ઉર અધીર!—કોયલ જો!

વ્હાણાંરે વીત્યાં ને રાતડી વીતી,
વીત્યા દિવસ બપોરરે,
ફાગળ વીણુ અમ જીવન વીત્યાં,
નિર્દય નંદકિશોર!—કોયલ જો!

કસ્તુરી લીધી ને કુંકુમ લીધાં,
લીધ ગુલાલ સુરંગરે,
કોડભર્યાં જાણ્યું ફાગ રમીશું,
પ્રિયતમ નટવર સંગ!—કોયલ જો!

રસરસિયો, રસરાજ, રસેશ્વર,
મૂકી ગયા મધુપૂરરે,
ભંગ કર્યો રસરેલ અહીં સખી!
આજ થયા બહુ ક્રૂર!—કોયલ જો!

———*———

# ચોરોના બચાવમાં

...........................રા. જ્યોતીન્દ્ર હ. દવે.

સમાજે અનેકને અન્યાય કર્યો છે. તે સર્વેમાં ચોરને તેણે કરેલો અન્યાય કદી પણ ન ભૂંસાય એવો છે. ચૌર્યના કાર્યમાં તે કોઈ પણ પ્રકારની મદદ કરતી નથી, તેને માટે શાળાઓ સ્થાપતી નથી, ચૌર્યના શાસ્ત્રીય ગ્રન્થો રચતી નથી. કલાકોવિદોને ઈનામ આપતી નથી એટલું જ નહિ પણ અનેકાનેક અંતરાયો છતાં પણ જે નરશાર્દૂલો એ કલામાં પારંગત થાય છે તેમને એ સરકારની મદદથી કેવા કેવા ક્ષુદ્ર ઉપાયો વડે કાર્ય કરતાં અટકાવે છે એ સર્વવિદિત છે.

આમ છતાં પણ ચોરો તો સમાજ પર ઉપકાર કર્યા જાય છે. शठं प्रत्यपि सत्यम् નહિ તો सुन्दरम् તો તેઓ આચરે જ છે. ધારાસભામાં દરેક જાતિ ને પ્રાંતના આપણે પ્રતિનિધિઓ મોકલીએ છીએ, પણ ચોરના તરફથી પ્રતિનિધિ મોકલાવવાની કોઈને કેમ સૂઝ નથી પડતી? હા, ધારાસભામાં બેસનારાઓમાંથી ઘણાને એ કલા તરફ પક્ષપાત હશે પણ સત્તાવાર રીતે ચોરો તરફથી મોકલાએલો પ્રતિનિધિ તો ત્યાં એકે નથી. આથી એ કલાના વિરોધીઓ ફાવી જાય છે અને ચોરોની વિરુદ્ધ પોતાને ફાવતા કાયદા ઘડ્યા જાય છે. પરંતુ ઈશ્વરના રચેલા આ જગત્‌માં અસત્ય કદી ટકાતું નથી, અન્યાય ન્યાયથી કદી હારતો નથી અને શાઠ્ય સૌજન્યથી કદી પરાસ્ત થતું નથી, એટલું શ્રદ્ધાળુ અને આસ્થાશીલ મનુષ્યને આશ્વાસનનું કારણ છે.

સામાન્ય રીતે આપણે ચોરો તરફ તિરસ્કાર કે ભયની વૃત્તિથી જોઈએ છીએ. પરંતુ જે વીરતા, ધૈર્ય, બુદ્ધિચાપલ્ય, સમયસૂચકતા, કાર્યતત્પરતા, ઉદ્યોગપરાયણતા અને ખાસ કરીને મતાંતરસહિષ્ણુતા ચોરો દાખવે છે તે જાણ્યા પછી તેમના તરફ માન સિવાય બીજી કોઈ પણ દૃષ્ટિથી જોવું અશક્ય છે. મારા એક વિદ્વાન્ મિત્ર કહે છે, 'નાનપણથી જ ચોરની અનેકાનેક પરાક્રમકથાઓ આપણા હૃદયમાં કોતરાઈ ગએલી હોય છે. જે ભયમિશ્રિત પૂજ્યભાવથી પાપભીરુ ધર્મપરાયણ પુરુષો ઈશ્વર તરફ જુએ છે, તેવા જ ભાવથી બાલકો ચોર તરફ જુએ છે. જેના આગમનના અણસારા માત્રથી બા મૂંગી બની જતી, અને ભાઈ (બાપા) માથે મ્હોંએ ગોદડું ઓઢી લેતા તે અદ્‌ભુત વ્યક્તિ તરફ તિરસ્કારની વૃત્તિ કેમ સંભવે?'

ચોરો સમાજ પર એટએટલા ઉપકાર કરી રહ્યા છે કે તેની ગણના કરવા બેસીએ તો ફરીથી ઉભા થવા પામીએ નહિ. એમણે રીસાએલીનાં રીસામણાં છોડાવ્યાં છે, માનિનીના કંઠમાં મૃદુતા મૂકી છે, ઉન્નિદ્રોને નિદ્રસ્થ બનાવ્યા છે, વકીલોનાં ગજવાં ભર્યાં છે, ભીંપા. પોલિસ વગેરે રક્ષકો સાથે મળી સહાયકારી મંડળો યોજ્યાં છે અને વર્તમાનપત્રોના અધિપતિઓને લખવાની મુંઝવણમાંથી મુક્ત કર્યા છે.

Distribution of Wealth (દ્રવ્યની વ્હેંચણી) એટલે શું તે ચોરો જ સમાજને સક્રિય રીતે સમજાવે છે. મારા એક મિત્રને અર્થશાસ્ત્રનાં અનેકાનેક પુસ્તકો વાંચ્યા છતાં એ

સિદ્ધાંત સમજાતો ન્હોતો તે, જ્યારે એમને ઘેર ચોરી થઈને એમનું દ્રવ્ય વિભક્ત થઈ થોડું એમને ત્યાં રહ્યું ને થોડું ચોરને ત્યા ગયું ત્યારે, એક રાતની અંદર સમજાઇ ગયો!

જેની પાસે અધિક દ્રવ્ય હોય છે તે ઓછા ધનવાળા પુરુષો તરફ તિરસ્કારથી જોતાં શીખે છે, અને ધનના મદમાં ભાન ભૂલી જાય છે. ચોરો આવા પુરુષોનું ધન હરી લઈ તેમને નમ્ર બનતાં શીખવે છે અને તેમના મદનું મર્દન કરી તેમની આધ્યાત્મિક ઉન્નતિ કરવામાં સાધનભૂત થાય છે.

તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અર્થ એ અનર્થનું મૂળ છે. ધનની માયામાં મુગ્ધ થઇ મનુષ્ય સંસારની જાળમાં ફસાતો જાય છે; અર્થોપાર્જન ને તેનાં સાધનોમાં રચ્યો પચ્યો રહી ઈશ્વરોપાસનાથી વિમુખ થતો જાય છે. આવા અનર્થાવહ ધનની પીડામાંથી મનુષ્યને મુક્ત કરનારા જગતમા બે જ છે—એક સદ્‌ગુરુ અને બીજો સચ્ચોર; ને છતાં મનુષ્ય બન્નેને અન્યાય કર્યો જાય છે!

મહાત્મા ગાંધીએ કાયદાનો સવિનય ભંગ કરવાનો ઉપદેશ હજી હમણાંજ આપણને આપ્યો છે; પરંતુ ચોરો નિરંતર કાયદાનો સવિનય ભંગ કરતાજ આવ્યા છે. શસ્ત્ર રાખવાનો પરવાનો ન આપીને સરકારે આપણને નિર્માલ્ય બનાવી મૂક્યા છે. ચોરોએ એ કાયદાનો સવિનય ભંગ કરી આપણી નષ્ટ થતી વીરશ્રીને બચાવી રાખી છે. અમુક સ્થળમાં રજા વગર પ્રવેશ ન થાય એવો કૃત્રિમ કાયદો કરી સમાજે **सबही भूमि गोपालकी यामें अटक कहां।** એ પુરાતન પવિત્ર નિયમનું ઉલ્લંઘન કર્યું છે. ચોરોએ એ કાયદાનો પણ, સામા મનુષ્યની લાગણી ઉશ્કેરવાનો પ્રસંગ ન આવે તેની પૂરેપૂરી કાળજી રાખી, ભંગ કર્યો છે. 'આ વસ્તુ મારી, બીજાથી એ ન લેવાય' એવા તુચ્છ મમતાદર્શક નિયમનો ભંગ પણ ચોરોએ તમારી વસ્તુ બીજાથી લઈ શકાય છે એમ દર્શાવી, કર્યો છે.

ચોરો સમાજ પર આવા ઉપકારો કરી શકે છે કારણ કે તેમનામાં સામાન્ય જનસમૂહ કરતાં માનસિક, હાર્દિક નેમજ આત્મિક ગુણસંપત્તિ ઘણા વિશેષ પ્રમાણમાં હોય છે. અનેકની સામે એકલે હાથે ઝઝૂમતો વીર ચોર આપણને પ્રાચીન કાલના રજપૂતોનાં વીરતાનું સ્મરણ કરાવે છે. આપણા કરતાં તેઓ કેટલા બધા બહાદુર છે તેના પચાસ, પચાસ આદમીઓ, ચાળીશ પોલીસો ને દોઢ હજાર સ્ત્રીઓ મળીને જ્યારે એક ચોરને નથી પકડી શકતાં ત્યારે આવે છે. આપણી આધુનિક નિર્માલ્ય શારીરિક અવસ્થામાં જગત્ સમક્ષ આપણે ગૌરવપૂર્વક કોઈનો પણ નિર્દેશ કરી શકો - એમ હોય તો તે ચોરોનોજ છે. અંગદ કૂદકો, હનુમાન્ કૂદકો, ત્વરિત ગતિની હરિફાઈ, સંતાકુકડી વગેરે રમતોમાં આપણી પ્રજાનું ઉજળું મ્હોં રાખનાર આપણા ચોરોજ છે. **क्षमा वीरस्य भूषणम्।** એ ન્યાયે આવી અદ્‌ભુત વીરતા સાથે તેમનામાં ક્ષમાનો ગુણ પણ અતિ વિરલ પ્રમાણમાં જોવામાં આવે છે. અંધારી રાતે સુખ-વિલાસનો પરિત્યાગ કરી, માથે કંઈ કંઈ ચિંતાઓ વ્હોરી, પારકા ઘરમાં પ્રવેશ કરી, અનેક અપરિચિત વસ્તુઓ સાથે અથડાઈ કૂટાઈ જ્યારે એ તીજોરીનું તળિયું ખાલી જોતો હશે ત્યારે એની વૃત્તિ કેવી થતી હશે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી. કોઈ પણ મનુષ્યને ક્રોધ ચઢે તેવી અવસ્થામાં આવ્યા છતાં એ ખીજવાટની બૂમ સરખી પણ પાડતો નથી. ઘરનો માલીક

નિઃસહાય, નિર્મળ છે એમ જાણ્યા છતાં પણ તેનો અયોગ્ય લાભ લેતો નથી; એટલુંજ નહિ પણ તે સૂતો હોય તો તેની ઉંઘમાં ખલેલ પણ પ્હોંચાડતો નથી ! એ બંધાયો હોય, આસપાસ હજારો આદમી ઉભા હોય ત્યારે કેટલાયે પુરુષોની વીરતા જાગ્રત થાય છે, તેઓ એની નિઃસહાય, નિઃશસ્ત્ર અવસ્થાનો લાભ લઈ એના પર પ્રહારો કરે છે, કોઈક તો મ્હોંમાં પાણી ભરી લાવી દૂર ઉભા રહી એના પર કોગળો કરી જાય છે ! છતાં મુખમાંથી કટુ વેણ સરખું એ કાઢતો નથી ! નિસ્ત્રૈગુણ્યના પંથમાં વિચરતા, ઉદાસીન, સ્થિતપ્રજ્ઞ યોગી સમો એ સર્વ લીલા જોયાં કરે છે ! મુખ પર કોઈ પણ પ્રકારનો વિકાર એ દાખવતો નથી. કેવી અપૂર્વ ક્ષમાવૃત્તિ ને કેવો અદ્દભુત સંયમ !

બુદ્ધિવૈભવમાં તેમની તુલનામાં આવે એવા પુરુષો વિરલજ હશે. વકીલોની તકરાર સાંભળી, પૂરાવાઓ તપાસી જ્યુરીની મદદથી અમુક મનુષ્ય ગુન્હેગાર છે કે નહિ તેનો નિર્ણય કરવામાં જેટલી બુદ્ધિની જરૂર પડે છે તેના કરતાં કેટલી વધારે બુદ્ધિની આવશ્યકતા પરાયા મનુષ્યના ઘરની આંતર વ્યવસ્થા જોયા વગર તેની તીજોરી કયાં રહેતી હશે તે શોધી કાઢવામાં, તે શોધી કાઢયા પછી પણ તેમાંથી ગ્રાહ્ય વસ્તુનું ગ્રહણ કરવામાં, અને ગ્રહણ કરેલી વસ્તુનું સંગોપન કરી તેનું રક્ષણ કરવામાં—ટૂંકામાં યોગ અને ક્ષેમની સિદ્ધિ કરવામાં—છે, તે જો ન્યાયાધીશ જાણે તો પોતે ન્યાયાસન પરથી ઉતરી પાંજરામાં ઉભેલા ચોરસિંહને એ આસન પર સ્થાપિત કરે ! આપણા અનેક કેળવાએલા પુરુષો કરતાં તેમનું જ્ઞાન ઘણું વધારે સંગીન, ઊંડું અને અનેકદેશી હોય છે. તાળાં તથા તીજોરીઓના રચનાત્મક કાર્ય તેમજ ધ્વંસાત્મક પ્રતિકાર્યનું તેમને અદ્દભુત જ્ઞાન હોય છે. કઈ ભીંત પોલી છે ને કડિયાની મદદ વગર માત્ર દૃષ્ટિનિક્ષેપથી તેઓ કહી શકે છે. આપણને આપણાજ ઘરમાં પ્રવેશ કરવાના બે કે ત્રણથી વધારે રસ્તાનું જ્ઞાન હોતું નથી. મોડી રાતે આપણા અવાજથી આખા જગતને ગજાવી મૂકવાનો ઠરાવ કરી સભામાંથી ઘેર આવીએ, ધર્મપત્ની બારણાં બંધ કરીને નિદ્રાવશ થઈ ગયાં હોય, ને બની શકે તેટલો મ્હોટો અવાજ કાઢયા છતાં પણ તેને ઉઠાડી શકવાને આપણે અશક્ત થઈએ ત્યારે 'ઓટલા પરજ રાત ગાળવી પડશે કે શું !' એવા વિચારથી આપણી સ્થિતિ કેવી કરુણ થઈ જાય છે તે ઘણાની અનુભવસિદ્ધ વાત હશે. પરંતુ ચોરો તો ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ કોઇને જગાડયા વિના તમારા ઘરના ત્રીજા માળની બંધ ઓરડીમાં પ્રવેશ કરવાનો માર્ગ શોધી કાઢે છે ! આપણે હાથે મૂકેલી વસ્તુ ઘણી વખત આપણને જડતી નથી. એ લોકો ગમે તેણે ગમે ત્યાં સંતાડેલી વસ્તુ ખોળી કાઢે છે. ઉંઘ ન આવતી હોય ને વાંચવાને માટે આપણે ચોપડી લેવા જઈએ ને વેળા દીવો ઝાંખો થઈ ગયો હોય તો આપણે ખુરસી કે કબાટ સાથે સત્તર વાર અફળાઈએ અથવા એકાદ ગોળ ટેબલની આસપાસ ભમ્યાંજ કરીએ ! પરંતુ ચોરોનાં નયન તો અંધારામાં વિશેષ સતેજ થાય છે. આપણા ભરેલા ઘરમાં એકાદ પારકો માણસ આવ્યો છે એટલું જાણતાંમાંજ આપણે બેભાન થઈ જઈએ. એ પોતે પારકા ઘરમાં જાણીજોઈને એકલો આવ્યા છતાં ગભરાતો નથી, પણ હિંમતથી, દૃઢતાથી પોતાનું કાર્ય આટોપી લે છે.

Plain living and high thinking (સાદું જીવન અને ઉચ્ચ વિચારો) માંજ

એ જીવન વ્યતીત કરે છે. આપણા વૈભવવિલાસાદિથી એ કેવળ અજાણ્યો હોય છે. મહાત્મા ગાંધીએ માત્ર કચ્છ પ્હેરવા માંડ્યો ત્યારે આપણે ચકિત થયા હતા. એ તો, હંમેશ કચ્છજ પ્હેરે છે, એટલુંજ નહિ પણ કવચિત્ અન્ય મનુષ્યને પણ કચ્છ જેટલું રાખી બીજાં વસ્ત્રો કઢાવી નાંખી મહાત્મા ગાંધીની કોટિએ પ્હોંચાડે છે! સત્સંગ એનો જીવનમંત્ર છે. પ્રતિષ્ઠિત પુરુષના ઘરમાં જવાની એને હંમેશ ઉત્કંઠા હોય છે. 'એકાદશી ઓચ્છવનાં જાગરણ અતિ કઠણ તને લાગે' એ દયારામનો આક્ષેપ એને લાગુ પડી શકતો નથી. એકાદશીજ નહિ પણ બીજાં અનેક પર્વના પ્રસંગે એ જાગરણ કરે છે. **या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।** એ ગીતાવાક્ય એનેજ માટે લખાયું હોય એમ લાગે છે. આપણા કરતાં જીવનનો મોહ પણ એને ઓછો હોય છે. આપણા કરતાં સાહસવૃત્તિ એનામાં ઘણી વધારે હોય છે. કોલમ્બસે એક ખંડ શોધ્યો તેમાં એ પ્રખ્યાત થઈ ગયો. એ તો હંમેશ નવનવા ભૌગોલિક ખંડો શોધ્યાંજ કરે છે; પરંતુ કીર્તિનો એને લોભ નથી. કીર્તિથી તો ઉલટો એ દૂર ન્હાસે છે. અણધારી કીર્તિ આવી મળે, લોકમાં પોતાનું નામ પ્રસરી જાય તો એ પોતાનો ચ્હેરો ને નામ પણ ફેરવી નાંખે છે! લોકો મળવા આવે એવા ભયથી જ્યાં કોઈ ન આવે એવા સ્થળમાં નિવાસ કરે છે અને સાધુજનોચિત એકાન્ત જીવન ગુજારે છે. વર્તમાનપત્રમાં પોતાની છબિ કે નામ આવે તેમાં એને જરા પણ ખુશાલી થતી નથી. લોકોમાં એ ભળે છે, પણ તે માત્ર કાર્ય કરવા પૂરતોજ. લોકોથી એ અલિપ્ત રહે છે. ઘેર ઘેર ફરીને એ લોકોની ખબર રાખે છે; એના ખબર કોઈ ન રાખે તેની એને પરવા હોતી નથી. પ્રારબ્ધમાં એને પૂરેપૂરી શ્રદ્ધા હોય છે, પણ પુરુષાર્થનો એ ત્યાગ કરતો નથી. બંધન ને મુક્તિનો આ ભવમાંજ સદેહે એ અનેકવાર અનુભવ કરે છે. પરમહંસ સંન્યાસીની પેઠે બંધનોથી છૂટી મુક્તિ મેળવવા એ ભયંકર તપશ્ચર્યા કરે છે. બદ્ધ દશામાં પણ એ વૈભવવિલાસની માયામાં ન ફસાતાં, દેહદમન કરી નિયમિત જીવન ગાળી મુક્તિ મેળવવા તલસે છે; ને માયા કરતાં પણ મજબૂત એવા ભીંતના આવરણને એ જ્ઞાન ને ઓજારની સહાયતાથી ભેદે છે. જગતના વિધિનિષેધથી એ પર હોય છે. **वेदास्तस्य अवेदा भवन्ति।** એ ત્યારે વેદ કે શાસ્ત્રોની આજ્ઞાનું પરિપાલન કરવાને એ બંધાએલો નથી. બ્રહ્મજ્ઞાનીની પેઠે એ હંમેશ સર્વતંત્રસ્વતંત્ર હોય છે; ને છતાં સાચા બ્રહ્મજ્ઞાની પેઠે એ જાણતો નથી કે 'મને બ્રહ્મજ્ઞાન થયું છે.'

આ દ્રવ્યચોરોનેજ આપણે અન્યાય કરી રહ્યા છીએ. બીજા અનેક પ્રકારના ચોરો આપણી વચ્ચે વસે છે તેમની કયાં તો આપણે ખુશામદ કરીએ કે કયાં તો તેમનું અનુકરણ કરીએ છીએ. જેને વિજેતા પ્રજા 'Right of conquest' (વિજયાધિકાર) માનીને પારકાની ભૂમિ પોતાના કબજામાં લે છે તે એક પ્રકારની ચોરી નહિ તો, બીજું શું? પણ એ ચોરીને આપણે વિજયના મહાનામે ઓળખીએ છીએ. મોટી મોટી લિમિટેડ કંપનીઓના ડિરેક્ટરો આ કળાનો કેટલી વાર અમલ કરે છે તે કયાં અજાણ્યું છે! પ્રખર સનાતન ધર્માવલમ્બી ધારી ને ચોટલી સમેત ભૈયાની દુકાનના ખુણામાં ભરાઈ 'લેમન' પીતો હોય તો તે ચોરી ન કહેવાય! કલબમાં પાનાં રમવા જવું હોય ને ત્યાં મોડું થવાનો સંભવ હોય ત્યારે પોતાની સ્ત્રીને 'મારે આજે ઑફિસમાંથી આવતાં મોડું થશે' એમ કહેનાર મનુષ્યો

ઓછા છે! ખરું જોતાં તો મનુષ્ય જન્મથીજ ચોર હોય છે. નકલ એ એક પ્રકારની ચોરીજ છે. બાલક ન્હાનપણથી પોતાના સમાગમમાં આવનાર મનુષ્યોની ભાષા, ચાલ વગેરે ચોરવાનો પ્રયત્ન કરે છે. આપણા રીતરિવાજ, રૂઢિ પ્રણાલિકાઓ એ સર્વ આપણા પૂર્વજોની આપણે સમર્ગ ચોરેલી મિલકત સિવાય બીજું શું છે? આપણા રસરાજ કૃષ્ણ ભગવાન્ પણ 'માખણચોર' ન્હોતા?

ચોરી ચાર પ્રકારની છે. હૃદયની ચોરી, લગ્નની ચોરી, સાહિત્યની ચોરી ને દ્રવ્યાદિની ચોરી. હૃદયની ચોરી કરનારને કોઈ સજા કરતું નથી. ઉલટું હૃદય ચોરનારને ચરણે ચોરા- એલા હૃદયવાળી વ્યક્તિ પ્રાણ પાથરવા તત્પર બને છે! લગ્નની ચોરી એ હૃદયમાં અવનવા ભાવો પ્રગટાવે છે, અપૂર્વ આલ્હલાદજનક લાગે છે, ને તેની રક્ષા કરવા માટે જેને ઘેર ચોરી બંધાઈ હોય છે તે કેટલો શ્રમ લે છે! 'સાહિત્યમાં તો ચોરી ચાલે' એ સિદ્ધાંત સર્વવ્યાપી થઈ ગયો છે. સાહિત્યકાર તો ડગલે ને પગલે ચોરી કરતાં અચકાતો નથી. જીવનમાંથી કે સમાજમાંથી એ પોતાનાં પાત્રો ચોરી લે છે, અને એ ચોરી સફળ થાય છે તો એની કૃતિ ઘણી realistic (વાસ્તવિક) ગણાઇને સર્વત્ર પ્રશંસા પામે છે! આ સિવાય વહેપારની ચોરી, કસબની ચોરી, કલાની ચોરી વગેરે લોકમાં આદર પામે છે.

આમ હૃદયની ચોરીનાં કવિઓ યશોગાન ગાય, લગ્નની ચોરી જીવનની અનેરી લ્હાણ લેખાય, સાહિત્યમાં ચોરી પ્રશસ્ય ગણાય, કસબચોરી ઉત્તેજનપાત્ર મનાય તો દ્રવ્યચોરીને આપણાથી શિક્ષાયોગ્ય શી રીતે ઠેરવાય? ઇતર સર્વ ચોરીની પેઠે એ પણ શ્લાઘ્ય ને અનુકરણીય જ છે.

## કલ્પના

................................ શ્રીમતી બહેન જ્યોત્સ્ના શુકલ.

કદિ પ્રકૃતિ પાસ જઇ વિરમું,
ઘડી એક લીલા મધુરી નિરખું;
નભ પાર જઉં, કદિ ખૂબ ભમું,
શશી તારક શું કદિ મૈત્રી કરૂં.
કદિ અદ્રિતણા શિખરે હું ચહું,
ઘડીમાં ગિરિ કૈક ઉલંઘી જઉં;
કદિ ગાઢ ગુફા મહીં વાસ કરૂ,
વળી શાંત સમાધિય સાધી લઉં.
કદિ વારિધિની અનુરાગી બનું,
સહુ સાથ ત્યજી કદિ ત્યાં હું રમું;
પ્રીતિ પૂર–ઉલ્લાસથી ખૂબ ભરૂં–
ઉર, ને સુખસંગીતમસ્ત કરૂં.
કદિ પંખી બનું, તૃણપાન બનું,
દુર દેશ વિદેશ પથે વિચરૂં;
સરિતાજળબિંદુ કદિક બનું,
લહરી સહ નૃત્યવિહાર કરૂં.
પ્રભુથી શું કદિ દિલ ખોલી રહું,
મીઠું હાસ્ય રસાનંદ ઝીલી રહું;
કવિતા કરૂં, ચિત્ર મહીં ચિતરૂં,
સહજીવન એમ જીવું મધુરૂં.

---

## કલાપી અને કલાપીના "ભરત" ..........જેઠાલાલ છ. ચૌધરી.

મનુષ્ય માત્રનું બાહ્ય જીવન એના આંતર જીવનનું હુબહુ પ્રતિબિંબ સદાય નથી પાડતું એવો ઉતાવળો વ્યાપ્તિદોષ ન વહોરી લઈએ તોય કહી શકાય કે સામાન્યતઃ માનવજીવન બાહ્ય અને આંતર એમ બે ભિન્ન પ્રવાહમાં વહેંચી શકાય. મનુષ્યનું બાહ્ય જીવન એ એના આંતર જીવન સાથે સંવાદી હોય તોય એના બાહ્ય અને આંતર જીવન એવા બે ભેદ પાડવામાં કશી ઉતાવળી ભૂલ નથીજ થતી બાહ્ય જીવન આંતર જીવનથી જરાય જુદી ભાત નજ પાડતું હોય એવું એક રંગી જીવન ગપ્પનું માંભળી શકાય પણ અનુભવી તો નજ શકાય. બાહ્ય જીવન એ નજરે પડતી સમુદ્રની સપાટી જેવું છે જ્યારે આંતર જીવન વિશાળ સમુદ્રના અગાધ પેટ જેવું છે. સમુદ્રની છાતી ઉપર ધપતી નૌકા આપણે જોઈ શકીએ; સદાય ચલન-વલનથી અને કસરતથી ગઠ્ઠ બનીને ઉપસેલા માંસલ ભાગ જેવા સમુદ્રના ટાપુઓ અને ખડકો આપણે નિરખી શકીએ; ઉંચા નીચા નાચતા તરંગો પ્રત્યક્ષ કરી શકીએ; પણ એના અગાધ જળમાં શી શી હિલચાલો ચાલી રહી છે, કેટલા વાંકાચુંકા પ્રવાહો દોડી રહ્યા છે, કેવાં કેવાં જળચરો નાચી રહ્યાં છે. કયા ખૂણામાં કયા રત્નો પડયા છે, એ બધું આપણે જાણવા માંગીએ તોય કેટલું જાણી શકીએ ? એનો પારજ કેમ કરીને આવે ! તો પછી સમુદ્રની સપાટી જેવું મનુષ્યનું બાહ્ય જીવન તો સર્વને દૃષ્ટિગોચર થઈ શકે છે પણ એજ મનુષ્યના સમુદ્ર જેવા અગાધ આંતર જીવનમાં શું શું ભર્યું હશે એ કયો તારો ડુબકી મારીને પણ જાણી શકવાનો હતો ! બીજાનાં આંતર જીવનમાં ડુબકી મારનારાય ઘણા તારાઓ નજરે પડે છે, પણ એથી કંઈ એનું સમસ્ત આંતર જીવન જોઈ શકાતું નથી. સાચાં મોતી પાકે એવા ખારા સમુદ્રના વિશાળ ક્ષેત્રમાં હાથ લાગી શકે, કે જાતભાતનાં જળચરો પણ ઓળખવામાં આવે, ઢંકાયલા ભયંકર ખડકો ઉપર પ્રકાશ ફેંકતી દિવાદાંડીઓય બંધાવી શકાય, પણ છતાંય સમુદ્રનું પેટ તો અકળ અને અપ્રમેયજ રહે છે એમાં શંકા શી ? તો પછી મનુષ્યના આંતર જીવનમાં અહીં તહીં એકાદ બે વિકારો એ જીવનમાં ડુબકી મારનાર તારાને હાથ લાગે, પણ એથી શું ? એટલાથી કાંઈ એના આંતર જીવનનો સ્ફોટ થોડોજ થાય છે ! શાં શાં જળચરે શા વિકારો એ ગૂઢ આંતર જીવનમાં રમી રહ્યા હોય છે, શી શી મગરમચ્છ જેવી લાગણીઓના ઘોર સંગ્રામો ખેલાઈ રહ્યા હોય છે, શી શી દટાઈ રહેલા ખડક શી પ્રબળ ઇચ્છાઓ જોર કરીને બહાર ફુટવાને તલપી રહી હોય છે, રત્ન સમાન સ્નેહભાવો કયા કયા ખૂણામાં પડી રહ્યા છે, મોતી જેવી નિર્મળ ઊર્મિઓ કેટલી પાકે છે અને પથરાય છે એ બધો તાળો કયો તારો ડુબકી મારીને કહિએ જાણી શકવાનો હતો ? આંતર જીવનનો એકાદ ખૂણો હાથ લાગે એથી કાંઈ એના સમસ્ત આંતર જીવનનો મેળ બેસાડી શકાયજ નહિ. એકનું આંતર જીવન બીજાને—પરને—સદાય અકળજ રહેવાનું.

જ્યારે આમજ છે તો પછી કોઈના આંતર જીવનનો સંપૂર્ણ તાળો મેળવવો એ પાટીયા

ઉપર બેસી સમુદ્ર તરવાના પ્રયત્ન કરતાંય હજાર ગણું હાસ્યાસ્પદ ગણાવું જોઇએ; છતાં આ લેખમાં એવો એક પ્રયત્ન આદર્યો છે. ડુબકી મારી તો છે. પછી જે હાથમાં આવે તે ખરૂં. ડુબકી છેકજ વિફળ જશે એમ તો નથીજ ધાર્યું. ડુબકી મોતીના ખાળામાં મારી છે એટલે વધારે નહિ તો થોડાં સાચાં મોતી હાથ જરૂર લાગશેજ.

રાજકવિ કલાપીનું બાહ્ય જીવન તો જગજાહેરજ ગણાય. લાઠીના ગાદીધણી પરણીને ગૃહસ્થાશ્રમ અને રાજ્ય ચલાવતા હતા; એમાં એક અણજાણી પણ મનહર બાળાને નિરખી એમના અંતરમાં વાત્સલ્ય ઉભરાયું; બાળાને પિતા બનીને રમાડી; ગુરુ બનીને ભણાવી; મિત્ર બનીને લડાવી; હિતેચ્છુ બનીને પરણાવી; અને અંતે પતિ બનીને પત્ની બનાવી. એ બાળાએ સાવ અદૃશ્ય રીતે પોતાના કલાપી સાથેના સંગમકાળથી તે તેના અંતકાળ સુધી કાંઈ અનોખીજ સત્તા, કાંઈ અવનવા ભાવ, કાંઈ અકલ્પ્ય મોહિની કલાપી ઉપર અકલ્પ્ય રીતે પણ જમાવી હતી. કલાપીને કેકારવ કરવા પ્રેરનાર પણ એ બાળાની મૂક ઘન-ગર્જના હતી; કલાપીને કળા કરી નાચનો કરનાર પણ એજ બાળાનો નિર્દોષ ભાસ્યુક્ત લાગણીપ્રહાર હતો; કલાપીને કવિતા—વીણા ઉપર અંગુલિ ફેરવતો કરનાર પણ એજ બાળાની અદૃશ્ય પ્રેરણા હતી. કલાપી આંસુ પાડતો તે પણ એ ઢેલ રાણીને પાવા માટેજ. કલાપીનું જીવન એ બાળા સાથે ઓતપ્રોત થયું હતું. એ બાળા હોઇનેજ કલાપી-કલાપી-હતો. એ બાળા કલાપીના જીવનમાંથી લઈ લઇએ એટલે કલાપી જાનેજ કલાપી મટી લાઠીનો ધણી સુરસેનજ રહે છે. એ બાળા એના જીવનનો ઉમેરો એટલે કલાપી સુરસેન મટી કલાપીજ બને છે. આ સરવાળા બાદબાકીમાંય ચમત્કારભરેલો જાદુ છે. છતાં આટલું ચમત્કારભરેલું બાહ્ય જીવન તો આપણે બરાબરજ જાણીએ છીએ. પણ એના આંતરજીવનનાં દ્વાર ઉઘાડે એવી કાંઈ કુંચી છે ! હા. કલાપીનું આંતર જીવન ચિતરતા એના પોતાનાજ પત્રો છે. પણ એથી શું ! એ પત્રો તો પોતે બીજાને પોતાનું જીવન બતાવે છે એવા ભાનથી લખાયલા છે. અને જ્યાં પોતાને પોતાનું ભાન છે કે હું મારૂં જીવન બીજાને બતાવું છું ત્યાં અણજાણે પણ પોતાનું આંતર નિગૂઢ મન બહાર પડવા જતાં પોતાના અનિગૂઢ મનને ચોરી રાખશે, અથવા એને જુદા રંગમાં રંગી બહાર પાડશે. બીજાને હું પત્ર લખુંછું એ ભાનમાં માણસ પોતાના આંતર નિગૂઢ મનનું સંપૂર્ણ પૃથક્કરણ નથીજ કરી શકતો. કેટલાક નિગૂઢ આંતર ભાવોજ એવા હોય છે કે તે સદૈવ આપણા મનની ઉંડાણમાં—બીજા નિગૂઢ મનમાં રહીજ જાય છે. એક દૃષ્ટાંત : હું ભાષણ બરાબર સાંભળવાનો પ્રયત્ન કરૂં. શબ્દેશબ્દ સાંભળું; છતાંય જો આ ભાષણ મેં બરાબર સાંભળી લેવાની ખાતરજ સાંભળ્યું હશે તો તે ભાષણ મારા અંતર-ના ઉપલા પડ ઉપરજ રહેશે, પણ જે નિગૂઢ અંતર ભાગ બાહ્ય અંતર (Conscience) થી પર છે તેમાં એ પ્રવેશ નહિ કરી શકે, અને પરિણામે એ ભાષણની અસર મને ઝાઝી નહિ રહે. પણ જો હું ભાષણ બરાબર સાંભળું છું, શબ્દેશબ્દ બરાબર કાને પડે છે એવો ભાવજ નહિ રહે છતાં હું એકચિત્ત સાંભળવામાં થઈ ગયો હોઇશ તો જરૂર એ ભાષણ મારા બાહ્ય અંતર (Conscience) ની ઉંડાણમાં આવેલ નિગૂઢ મનમાં સ્થિર થશે અને એ અસર મને ઉંડી અને કાયમ રહેશે.

ઘણી વાર આપણું કામ કરતું અનિગૂઢ અંતર આપણને દગો દીધાંજ કરે છે. જ્યાં સુધી નિગૂઢ અંતર કોઈ પણ કાર્યમાં ન પરોવાય ત્યાં સુધી ખરી લીનતા—તન્મયતા—આવતી નથી. તેજ પ્રમાણે બીજાને હું મારું ખાનગી જીવન કહું છું એ કહેવામાંય ખરા નિગૂઢ મનની લીનતા કે તન્મયતા નથી હોતી; અને એટલા દરજ્જે અજાણતાં આપણે બીજાને છેતરીએ છીએ. અને એમ છતાં એક વખત એમ ધારો કે બીજાને આંતર જીવન કહેવામાં કશી ચોરી આપણે નથીજ કરતા; કારણ કે જે બીજાને આપણે કહીએ છીએ તે આપણે મન બીજો નથી પણ હુંજ છું, તોય એ બીજા હુંને પોતાના હુંના આંતર જીવનના સર્વ ખૂણાંખાંચરાં સંપૂર્ણ રીતે તો નહિજ બતાવી શકાય. અને પત્રદ્વારા એ આંતર જીવનના વિવિધ રંગો સંપૂર્ણપણે બતાવવા એ તો છેકજ અસંભવિત છે. એટલે કલાપીના પત્રો ઉપરથી આપણે એના આંતર જીવનનો તાળો આ નાના લેખમાં ન મેળવીએ એજ ઠીક છે.

ત્યારે એની "હૃદયત્રિપુટી" છે તે એનું આંતર જીવન બતાવવામાં કામ ન આવે? ના; એ "હૃદય ત્રિપુટી" તો ચોરાયલા મનની ઉત્પત્તિ છે. એમાં તો એના પત્રોથીય ઓછું જાણવાનું મળે. ત્યારે હવે બીજું કાંઈ બાહ્ય સાધન એના આંતર જીવન ઉપર અજવાળું પાડે તેવું છે? હા. એનો "કેકારવ" એના આંતર જીવન ઉપર અજવાળું સારું પાડી શકે છે. પણ આખો કેકારવ ચુંથવા બેસીએ તો તો આરોજ ક્યારે આવે? એ લાંબી કડાકૂટ તે કોણ કરવા બેસે! આપણે તો એ કેકારવમાંથી ફક્ત એકજ કાવ્ય ચૂંટી લેવું છે; અને એ કાવ્ય ઉપરથી એના આંતર જીવન ઉપર કેટલો પ્રકાશ પડે છે, તેજ જોઈશું.

કલાપીનો "કેકારવ" ઘણો ખરો આત્મલક્ષી કાવ્યોનોજ સંગ્રહ છે એ તો નિઃશંક વાત છે. આપણે જે કાવ્યની મીમાંસા કરવા અને એ દ્વારા કલાપીના આંતર જીવનનું પૃથક્કરણ કરવા ધાર્યું છે એ કાવ્ય સંપૂર્ણ આત્મલક્ષી છે. આપણે 'ભરત'નું કાવ્ય લઈએ છીએ. આખું કાવ્ય આત્મલક્ષી છે. 'ભરત'નું વસ્તુ જોતાં આપણને એ કાવ્ય પરલક્ષી લાગે છે; અને એ પરલક્ષી લાગે છે છતાં સંપૂર્ણ આત્મલક્ષી છે એથીજ કલાપીના આંતર જીવનની અનેક ગુંચવણો અને ગંઠો આપણે એ કાવ્યમાં જોઈ શકીશું.

ભરતની કથા પુરાણી છે. ઉત્તર વયમાં ભરત રાજાએ કુળધર્મ પ્રમાણે વાનપ્રસ્થ લીધું છે. વનમાં રહે છે; ઇશ્વરભજન કરે છે. એમાં એક દિવસે મરતા હરણાનો જીવ બચાવે છે; હરણાને પોતાને આશ્રમે રાખે છે, એને પાળે છે, પોષે છે, લડાવે છે, ચાહે છે. હરણું તો ભરતને ગળે વળગ્યું; ભરતનેય એ ગમી ગયું; તપમાં ભંગ પડે છે એમ જાણે છે; છતાં હરણું ગળેથી છૂટતું નથી તે નથીજ છૂટતું. તે ઠેઠ અંતકાળ પાસે આવે છે તોય ભરત હરણાને વિસરી શકતો નથી. માયા દૃઢ બંધાઈ ગઈ હતી. છેવટે મૂઓ તોય હરણામાં જીવ રહી ગયો.

'ભરત' ના કાવ્યની આજ વસ્તુ છે. જરાય કવિએ ફેર કર્યો નથી. છતાં "ભરત" નું આખું વસ્તુ કલાપીના આંતર જીવનનું હુબહુ પ્રતિબિંબજ છે.

"ભરત" ના કાવ્યમાં કલાપીનું આંતર જીવન હુબહુ આવતું હોય તોય એ આંતર જીવન ચોરાયલા મનનું કહેલું ન કહી શકાય! આવી શંકા થાય છે? થતી હોય તો તે

અસ્થાને છે. કલાપી " ભરત " નું કાવ્ય લખે છે. વાચકો " ભરત " નું કાવ્ય વાંચશે; " ભરત " ની કથા જાણશે એ ભાન એ કાવ્ય લખવામા જરૂર કલાપીનું દર્શક. પણ એ કથામાં જે પોતાના જીવનની સામ્યતા ગોઠવાઈ ગઈ છે એ બધી કરામત એના નિગૂઢ આંતર મનની છે; અને એટલા માટેજ " ભરત " નું કાવ્ય કલાપીનુ. આંતર જીવન સમજવામાં બહુ સરસ ઉપયોગી નિવડશે.

ચાલો, ત્યારે હવે એ કાવ્ય ઉપરથી કલાપીના આંતર જીવનનું પૃથક્કરણ બને તેટલું કરતા જઇએ.

કાવ્યની શરૂઆતમાં આપણે જોઇએ છીએ કે ભરત અરણ્યમા એકાન્તવાસ સેવી રહેલ છે, બ્રહ્મનું ચિંતન કરી રહેલ છે, આત્માનું નૂર ભરતના દેહ સોંસરું બહાર પ્રકાશી રહ્યુ છે; પદાર્થ માત્રમા ભરતની સમાન દૃષ્ટિ ઇશ્વરની લીલા નિહાળી રાચી રહ્યું છે, પોતાની સંકુચિત સ્વાર્થદૃષ્ટિ ટળી ગઈ છે.

આ જ ભરતનું પરલક્ષી જણાતું વર્ણન કલાપીને લાગુ નથી પડતું ? જુઓ; રાજકુમાર-વિદ્યાલયમા જરૂરી વિદ્યા સંપન્ન કરી-બ્રહ્મચર્યાવસ્થા પૂરી કરી-કલાપી રાજ્યની ને ગૃહની લગામ પકડી એક ચિત્તે-ભરત રાજા જેમ પૂર્વાશ્રમમાં રાજપાટ ભોગવી ઉત્તરાવસ્થામાં વાનપ્રસ્થ સ્વીકારે છે તેમ-પોતાના નિયત કાર્યમાં પરોવાઈ જાય છે; કલાપી પ્રિયતમા અને પ્રિયતમ પ્રજાના પાલનમાં એકધ્યાન બની રહેલ છે. પ્રજાનો સ્વાર્થ એજ પોતાનો સ્વાર્થ એવી વિશાળ અને સમાન દૃષ્ટિ કલાપીની બની રહી છે. પ્રજાપાલનમા એના સુખી દિવસો પસાર થઈ રહ્યા છે. પ્રજાને માટે કલાપીની દૃષ્ટિમાં સદાય અમી છે, દયા છે. બીજા સ્વાર્થી અને ધડમથલીઆ રાજાઓને અનુકરણીય અમીદૃષ્ટિ, દયાદૃષ્ટિ કલાપીની બની રહી છે. પ્રજાને માટે સર્વસ્વનો ભોગ આપે એવો કલાપીનો ભોગત્યાગ, વૈભવત્યાગ છે-એવી એની સાદાઈ અને નમ્રતા છે-કાઠીઆવાડના દેશી રજવાડાઓને અનુકરણીય થાય એવું શાસન ચલાવવું એવા કલાપીના મનોરથ હતા અથવા હશે.

> હા ! તૈયારી સહુ અરપવા, ત્યાગમાં એ નથી શું ?
> બીજાનાં કૈં દુઃખથી ગળી એ નેત્ર જાશે નહીં શું ?
>
> × × ×
>
> તપસ્વીના આ તપમાં રહી છે
> મહા દયાની અતિ તીવ્ર રેખા.'

તપસ્વી ભરત જેવા રાજતપસ્વી કલાપીમાં પ્રજા માટે દયાની તીવ્ર લાગણી સદાય રહી છે, પ્રજાનું દુઃખ જોઈ એના નેત્રો પણ આંસુ સારે છે.

આમ ને આમ ભરતની માફક કલાપી રાજતપ આદરી રહ્યા છે એવું સ્પષ્ટ સૂચન નથી મળતું ?

હવે આગળ જુઓ:—

> નદી વહે છે ગિરિથી રમન્તી,
> પુલો તણાં ગીત હજાર ગાતી,

ગાયત્રીનો મંત્ર જપે નદીમાં,
ઊભો રહીને ઋષિ એક દી ત્યાં.

ભરત ઋષિ જેવો કલાપી ઇશ્વિરદત્ત સૌંદર્યોને પી રહ્યો છે. પોતાનું રાજતંત્ર સબળ રહે એવાજ મંત્રોના જાપ જપી રહ્યો છે.

ત્યાં શું બન્યું ?

ત્યા એક બાળમૃગ કે હજી જે અશક્ત,
કૂદી જતાં ઝરણુ તે જળમાં પડ્યું ને.
એ પૂરમાં તરફડી ઘસડાતું જોઈ,
લાગ્યું ઋષિ હૃદય એ અનુકમ્પવાને

અહિં કલાપીને શોભનાનું બાળા વેષે થયેલુ પહેલું દર્શન વ્યક્ત થાયછે. એ બાળાને સંસારસાગરમાં બીજાની જેમ ઘસડાતુ જોવા કલાપીનુ હૃદય ના પાડે છે. એને એ બાળાનું ભવિષ્ય કલ્પતાં અનુકમ્પા ઉપજે છે; એને તણાતી બચાવવા એ નિશ્ચય કરે છે; કોઈ નવાજ બળનો એના હૃદયમાં સચાર થયો અને બાળાને પોને સંસારના તાણમાંથી ખેંચીને બહાર કાઢે છે.

ઋષિ પદ ગ્રહી તેનો, ખેંચીને બહાર લાવ્યો,
હરિણુ ઉગરવાથી કાંઇ આરામ આવ્યો.

કલાપીને એ કરવું બહુ રૂચ્યું, બાળાને પણ એ રૂચ્યું.

પછી તો હરણી થી બાળા શોભના ભરતના મૃગલાની માફક કાંઇ કાંઈ બાળભાવો કલાપીને ચખાડે, અને કલાપી પણ એના નિર્દોષ બાળોની રસિકતા જોઈ શકતો હતો. કલાપી એ બાળાના સુંદર અને રમતીઆળ ભાવો ઉપર એક પિતાની જેમ મુગ્ધ બન્યો.

પછી આગળ શું બન્યું ?

રમે છે કૂદે છે, ઋષિચરણુ ચાટે જીભ વડે;

× × × × ×

પિતા માતા બંધુ, સહુ મૃગ ઋષિને સમજતું;
ઋષિ તેને દેતો, કુમળું તૃણુ ને પર્ણ કુમળાં;
અને બાંધે માળા, કુસુમકળીની ડોક ઉપરે.

અરસપરસ મૃગ અને ભરતની માયા બધાણી કલાપી અને શોભનાની માયા પણ પિતા–પુત્રી જેવી બંધાઈ. કલાપી એટલે પોતાનું સર્વસ્વ એવો પ્રબળ સ્નેહભાવ બાળક શોભનામાં જન્મ્યો. કલાપી એ રમતીઆળ બાળાની ડોકમાં ફુલોની માળા પહેરાવીને એના નૈસર્ગિક સૌન્દર્યની વધતી જતી લીલા એક ઘેલા પિતાની માફક આંખ ફાડી જોઈ રહેતો હશે.

કલાપી એ બાળાનું હિત શાથી થાય એ વિચારમાં પછી ગુંચાય છે. હું એ બાળાને

માટે, એના સુખ માટે, શું કરું એવી વાત્સલ્યભવના પ્રબળ થતી ગઈ.

તું જીવતો રહે, વહતો દયાળુ;
સુરભી લનેઈ, હસતો દયાળુ.

યાદ રાખવાનું છે કે કલાપી પિતાની વાત્સલ્યભરી સુંભીઓ લઈને હસતો; અને બાળા સુખી થાય એવી આશિષ અંતર આપી રહ્યું હતું.

પછી તો વીજળીવેગે માયા વધી પડી!

દૂરે જાતાં મૃગ વન મહીં,
યોગી બેચેન થાતો.

રાજકાર્યમાંથી કે ગૃહકાર્યમાંથી પરવારી કલાપીનો કાર્યભાર હલકો કરવાનું સ્થાન પણ આ બાળાજ હશે. એના નિર્દોષ હાસ્યમા પોતાનો ભાર માત્ર એ દૂર ફેંકી શકતો હશે અને એથીજ એના નિવૃત્તિકાળમાં—આરામકાળમાં—એ બાળ મૃગલી ન દેખાય, એના ખોળામાં બેસી ન હસે તો કલાપીને ચેન નહિ પડતું હોય.

અત્યાર સુધી કલાપીના રોજના જીવનમાં કશો પલટો થવા નથી પામ્યો. ઉલટું એ બાળાના દર્શને એને સુખ લાગતું. એને જોવાથી એ પોતાનો કાર્યભાર ઘડીભર વિસરી જતો. પણ પછી એ સ્થિતિ કાયમ ન રહી કલાપીના જીવનમા એક પલટો શરૂ થયો.

યોગી ચાલ્યો, જપતપ ભૂલી, પ્રેમખેંચાણ માંહી,
આવ્યો ને તે, અટકી ન શકે, આટલે દૂર આવી;
ધક્કો દેતાં હૃદય પીગળે, આર્દ્રતાને અરેરે!
ખેંચે તેને હૃદય કુમળું કોણ ઠેલી શકે છે?

આટલા દિવસ ગૃહકાર્યમાં કે રાજકાર્યમાં એનુ ચિત્ત સ્થિર હતું. પોતાની ફરજ સમજી એ બન્ને ધર્મો નિયમિત અને અચૂક બજાવ્યે જતો હતો. પણ હવે એનો એ ધર્મોમાં રહેલો રસ જતો રહ્યો; એ બન્ને ધર્મો એને નીરસ જણાવા લાગ્યા. એ બાળાનાજ સુખ માટે પોતાને જીવવું ગમે છે, એ એકજ સ્નેહધર્મમાં એને રસ છે. એ નિર્દોષ પ્રેમ-ખેંચાણને કાપી નાખતાં એનો જીવ ચાલતો નથી. બાળાનું સંપૂર્ણ શ્રેય થાય એજ વિચારોમા એ ગુંથાઈ જાય છે. જેને પિતા બનીને ચાહી, જેને ગુરુ બનીને કેળવી એ બાળાનુ હિત કલાપીએ પોતાનુંજ હિત ગણ્યું. પોતાની ચોમેર નજર નાંખતા એને સંસારના તાપજ દેખાય છે. એ બાળા માટે બીજે ક્યાંય સુખની છાયા સરખી હોય એમ એને નથી દેખાતું. પોતાને હાથ ઉછેરેલી, પોતાના ભાવે લડાવેલી અને પોતાના જ્ઞાને કેળવેલી બાળાને બળતા સંસારમાં આખ મીંચીને હોમી દેવી એ વિચાર એને ખંજરના કારી ઘા જેવો લાગવા લાગ્યો. ત્યારે હવે એ બાળાનું કરવુ શું! એ બાળાની ઉમ્મર પણ બાળપણ વટાવી કૌમાર્યની છેક સીમ ઉપર આવી ઊભી છે.

અત્યારે કલાપીના અંતરમાં એ બાળાના સુખ માટે શા શા વિચારો ગોઠવાઈ રહ્યા હશે!! એ બાળાને દૂર કરવી એ તો વિચારજ એને ઝેર જેવો લાગે છે. પણ એનો એકલો વિચાર

કાસ કેમ આવે ? બાળાને હવે વધારે વાર-પિતાના વાત્સલ્યથી પોતે ચાહી શકે એનીજ ધડ-મુંથલ એના હૃદયમાં શરૂ થઈ છે છતાં એટલુ તો ચોક્કસજ છે કે એનુ પિતૃપદ હજી ડગ્યું નથી એક પિતા તરીકે અથવા એક હિતેચ્છુ ગુરુ તરીકે કલાપી એ બાળાનું સુખ જોવા ઇચ્છે છે અને એ ઇચ્છવામાં બીજો કોઈ સુખદ રસ્તો નહિ જણાવાથી બાળાને પોતાની નજર સામેજ રાખવી, એને ધક્કો દઈ દૂર નજ કરવી એ વિચારમાં કલાપી મક્કમ છે પણ એની મક્કમતા રહી શકે એમ ક્યાં છે ? કલાપી તો ગૃહસ્થ હતો પોતાની સ્ત્રી એ બાળા તરફનાં કલાપીનાં તીવ્ર પક્ષપાત અને સ્નેહને સમજી શકે અને નિભાવી શકે એ બને તેમ ન હતું.

શોભના બાળા હતી, કુમારી હતી, ત્યાં સુધી તો આ ભેખડ આડે ન આવી, પણ હવે જ્યારે શોભના યુવાનીના બાગમાં પ્રથમ પગલીઓ ભરવા લાગી છે એ જણાયું કે તરત કલાપીના ઘરમાં બે સ્વાર્થોની અથડામણ થવા લાગી આ સ્થિતિ આવી તે પહેલાં કલાપીના ઘરમાં એકજ રાગ હતો, એકજ સ્વાર્થ હતો પણ હવે ગૃહસંસાર બસૂરો બોલવા લાગ્યો; બે સ્વાર્થોના ભટકાવાથી ચકમક ઝરવા લાગ્યો, અને કલાપીની ખરી મુંઝવણ શરૂ થઈ. જેને પિતાના વાત્સલ્યથી ચાહે છે એ છોકરીને દૂર કરતા એનો જીવ કેમજ ચાલે ? પણ સામા પક્ષને એનો એ નિર્મળ સ્નેહ નજ સમજાય એનું શુ કરવુ ! એનો કાંઈ તોડ ? કલાપીની આ ખરી મુંઝવણ. અને કલાપી પોતાના દૈનિક જપતપ—ગૃહ અને રાજ્યના વિવિધ કાર્યો—ભૂલવા લાગ્યો—અને એના આંતર હૃદયમા જબ્બર યુદ્ધનું ઘમસાણ મચી રહ્યું. કલાપીએ હવે ઘરની શાન્તિ ખોઈ, રાજ્યતંત્રનો રસ ખોયો આ મુંઝવણમાંથી છૂટવાનો બહુ વિચાર કરતાં એને એકજ રસ્તો ફરી ફરી નજરે ચઢે છે

ભીનાં નેત્રે ઋષિ ધીમે, ક્યારે ક્યારે કહી જતો,
"દૂર થા ! દૂર હુંથી થા ! રે વ્હાલા મૃગબાલ તું."

પણ આમ વ્હાલા મૃગબાળને દૂર કરવું એ હવે એના કાબુની વાત રહી ન હતી. છતાં એ કફોડી સ્થિતિમાં કેવા કેવા વિચારો કલાપીના હૃદયમાં દોડી રહ્યા હતા તે જોવુ હોય તો વાંચો—

× ×

ધક્કો દેવા મૃદુ હૃદયને યોગી તું કેમ ઇચ્છે ?

× ×

મીઠી વૃત્તિ કુદરતી અરે ! બાળવા ઇચ્છતો ક્યાં ?

× ×

ધક્કો દેતાં પ્રણયી દિલને, શ્રેય હું-તો ન માનું;
આવાને શું તુજ હૃદયને, ચાહતા પાપ થાય ?

ગૃહકંકાસ શાન્ત કરવાને શોભનાને દૂર કરવી એવો તોડ તો એની બુદ્ધિ કાઢે છે પણ હૃદય બુદ્ધિનું કહ્યું કરતું નથી. બુદ્ધિ પાસે હૃદય દલીલ રજુ કરે છે:

પીવા ત્હેને, હૃદયઝરણું, ટેવ છે ત્હેંજ પાડી;
બીજે ક્યાં એ જનહૃદયની, પામશે લ્હાણુ આવી ?—

પણ આટલી દલીલ બુદ્ધિને મ્હાત કરવા સમર્થ નહિ નીવડે એમ ધારી હૃદય વધારે ઉમેરે છેઃ—

એ તો ત્હારાં સમિધ પુલને સ્પર્શતાંએ ડરે છે;

વાહ ! હૃદય બુદ્ધિને કહે છે, મારું પાળેલું પોષેલું હરણું તો તારા પવિત્ર સમિધ પુલને અડકતુંય નથી ? શોભના મારા, ગૃહસ્થના અગ્નિહોત્રને અપવિત્ર કરતી નથી તો શાને એને દૂર કરવી ઘટે ? છતાં અરે બુદ્ધિ ! તને જુદા માર્ગે જવનું કેમ મન થાય છે !

તોયે આવી, તુજ મગજની શુષ્ક રીતિ રૂચે ના.

આખરે દલીલથીય બુદ્ધિને હૃદય જીતી શકતું નથી. કલાપીનો નિશ્ચય ડગતો નથી. છતાં એનું મન હજી બુદ્ધિનું કે હૃદયનું કોઇનું માનવા મક્કમ નથી.

રાગ ને ત્યાગની વચ્ચે હૈયું એ ઝુલતું હતું.

કલાપીએ મનમાં બહુ બહુ ઘોડા ગાંડ્યા; પણ એના અંતરને સ્વાસ્થ્ય મળતું નથી. સમુદ્રના તોફાની મોજાં ઉપર એનું હૃદયનાવ ઝોલાં ખાઈ રહ્યું છે. પોતે ડુબશે કે તરશે એની એને પરવા નથી, એની એને ખબરે નથી.

પણ જુઓ, હવે એનું આંતરિક તોફાન જરા શાન્ત થતું જણાય છે; બુદ્ધિના હાથમાં એના જીવનનું સુકાન સોંપીને કલાપી મન વાળે છે કેઃ—

દયા ભલે કૈં ઉપયોગની થતી,
દયાથી આસક્ત થવું ઘટે નહિ.

બસ; હવે તો મારે શોભનાને દૂર કરવી એજ રસ્તો છે. એજ મારો ધર્મ છે. શા માટે મારે શોભના ઉપરની દયાને આસક્તિના રૂપમાં દેખાડવી ? ના; એવી દયાનું કાર્ય જગત્ આસક્તિ ગણે અને એમા તો મારી અને શોભનાની કીર્તિ ન કહેવાય. મારી દયા દૂધ જેવી ઉજળીજ દેખાવી જોઇએ અને મારે શોભનાને દૂર કરવીજ જોઇએ. એમાંજ મારા ઘરની શાન્તિ છે.

બચાવ્યું મ્હેં ભલે ત્હેને, હવે છો કુદતું ફરે;
પડે જો સિંહપંજે તો, નિર્માયું તે ભલે બને.

બુદ્ધિનો દોર્યો કલાપી એક નિશ્ચય તો કરે છે પણ એના નિશ્ચયમાં નરમાશ છે, હતાશ થયેલા માણસની નિરાધારતા છે.

આટલું ચોક્કસ જણાય છે કે કલાપીએ શોભનાને મહેલમાંજ રાખવા માટેની આર્દ્ર માંગણી પોતાની ગૃહિણી પાસે કરી હશે; પોતાનો તેમ કરવાનો નિર્મળ ઉદ્દેશ પણ જણાવ્યો હશે; છતાં એ ઉદ્દેશને સ્પષ્ટ સમજી નહિ શકાયો હોય; અથવા સમજાયો હશે તોય સ્ત્રી-હૃદયની અથવા માનવ હૃદયની સંકુચિત વૃત્તિએ—ઇર્ષ્યાએ—એ ઉદ્દેશ નહિજ સમજવાનો આગ્રહ કર્યો હશે.

"ભલેને એ મારા સમિધ પુલને સ્પર્શતાં એ ડરતું હોય તોય એ ઘરમાં નજ જોઇએ"

એવી મેં ફેરવીને સખ્ત માંગણી કરી હશે. અને ત્યારે કલાપીને હાથ ધોઇને અને હાથ ઘંસીને એક છેવટનો નિર્ણય કરવો પડયો હશે કેઃ—

ફર સુખથી હવે તું શોધીને કોઇ ટોળું,
ફરી કદી પણ મ્હારા આશ્રમે આવવું ના,
જપતપ કરનારો પાળશે આ ત્હને ના.

આ નિશ્ચય છેવટનો કરતાં કલાપીને વજ્રાઘાત જેટલું દુઃખ લાગ્યું હશે; છતાં એ સ્વધર્મીએ પોતાનો ધર્મ આગળ કરીને ઘરની શાન્તિ મેળવી લીધી.

ઋષિ ! ત્હારી સ્થિતિ જોઇ આવે છે મુજને દયા;

આપણને કલાપીની સ્થિતિ જોઈ દયા આવો કે ન આવો ! કલાપી એ દયા માંગતો નથી.

કલાપીના અંતરમાં તો એ કરેલા નિશ્ચયની વિરુદ્ધજ મક્કમતા છે. એનું હૃદય હજી ઉન્નત છે, પતિત નથી બન્યું એ એની મક્કમતાનું નિમળ અને સબળ કારણ છે. એ તો નિશ્ચય કર્યા પછીય માનેજ છે અને ખરા અંતઃકરણથી માને છે કે એની દયા ઉજ્જવળ છે, મલિન નથી.

દયા વધુ છો ઉપયોગની થતી;
દયા બતાવે હજી ઉચ્ચ માર્ગ કૈં.

કલાપી શોભના પ્રત્યે પોતાની દયા બતાવીને સ્નેહને ઉચ્ચ માર્ગે લઈ જવા ઇચ્છે છે. એ દયા એને પાંડે તેમ નથી એવી એને ગળા સુધીની હજી ખાત્રી છે.

છતાં એ દયાને દાબી દઇને પણ કલાપીએ કઠણ હૃદયે નિશ્ચય કરી લીધો. એ નિશ્ચયથી એને પારાવાર દુઃખ અને આઘાત પહોંચે છે; છતાં દુઃખમાંય હસીને સાધુ કવિ કલાપી આશ્વાસન લે છે તે જુઓઃ—

સુખ અનુભવનારો કિંતુ આંસુય પાડે;
જરૂર સ્થિર નહીં તે કંપતો તાર ચાલે.

શોભનાને દૂર કરવામાં જે દુઃખ આવશે એ "ઇશ્વિરેચ્છા બલીયસી" કરી વધાવી લે છે.

સુખ પછી દુઃખ આવે તે સહન કરવું એમાંજ ઇશ્વરેચ્છાને શરણ થવાની શોભા છે.

મૃગલાને આસક્તિથી ચાહવાનું છોડી દીધું છે એમ ભરતની બુદ્ધિ માને છે, પણ એનું હૃદય તો મૃગમાંજ બંધાયલું છે. આખરે જગત્ તજનારો મૃગના સ્નેહમાં બંધાયો; ઉલટો સજ્જડ બંધાયો; અને એ ફાંસો છૂટયોજ નહિ. મૃગલાને તજવાની, દૂર કરવાની, ન ચાહવાની, જેટલા જોરથી-બુદ્ધિએ માગણી કરી અને અમલમાં મુકાવી તેથી બમણા જોરથી હૃદય મૃગલા તરફ ખેંચાયું, અને પ્રત્યાઘાતની-વિકૃતતા પણ એવી થઈ કે જે સ્નેહ, દયા-મિશ્રિત અને આસક્તિહીન હતો તેજ સ્નેહ આસક્તિના રૂપમાં બદલાઈ ગયો. ઋષિ મરવા પડયો તોય એની આસક્તિ ઊડતી નથી. મરતાં મરતાંય જંપ રહ્યો નહિ. તે કહે છેઃ

"તું એકલાની સ્થિતિ શું ? અરે રે !
ટોળું હવે શોધીશ કયાં નવું તું ?"

કલાપીએ પણ બુદ્ધિમાં નિશ્ચય કરવાની સાથે એ નિશ્ચયને આચારમાં મૂકયો. શોભનાને કોઈ સારા જણાયલા સ્થળે પરણાવી દીધી.

પણ એથી શું એમ બન્યું કે કલાપીના હૃદયને શાન્તિ થઈ? અલબત્ત એના ગૃહજીવનમાં શાન્તિ છવાઈ. પણ એ શાન્તિજ એને વધારે મુંઝવવા લાગી. એને મન એ શાન્તિ સ્મશાનની ઘોર શાન્તિ ભાસી. એનો પરાણે કરેલો નિશ્ચય ડગી ગયો એનું હૃદય વધારે જોરથી ઉછળ્યું.

"બને તે કેમ કોઈથી, ચાહવું ને ન ચાહવું?"

આમ એ હૃદય કકળી ઉઠ્યું. ઘરની શાન્તિ માટે, હૃદયની પવિત્રતા દેખાડવા માટે વજ્રનો આઘાત થાય એવું પગલું બુદ્ધિના કહેવાથી ભર્યું તો ખરું, પણ એ મન આખર બુદ્ધિના કાબુમાંય ન રહ્યું. ઘરમાં શાન્તિ રહે છે એ એનું અશાન્ત મન ન જોઈ શકયું અને એ શાન્તિ જોઈ છતાં એને એ ભોગવી શકયો નહિ. અહા, અશાન્ત મન! તારા કેટલા ઉધામા? હવે એ પરાણે શાન્ત રહેલા મનને અંધાપો આવ્યો. જે સ્નેહ એના મનમાં દબાવી રાખ્યો હતો તે ગભરાયો, વિકૃત બન્યો એ વિકૃત સ્નેહનો નિશો કલાપીને ચઢયો અને કલાપી બુદ્ધિ ઉપર વેર લેવાની અણી ઉપર આવ્યો. સાચા સ્નેહમાર્ગે ન ચાલવા દેતી બુદ્ધિની ઉપર હૃદયે બળવો પોકાર્યો અને બુદ્ધિને શિકસ્ત આપી. કલાપીનું હૃદય છૂટ્યું પણ અંતરમાં ઘોર હત્યાકાંડ મંડાઈ ગયો. અને એ હત્યાકાંડના રુધિરમાં પગ મૂકી કલાપીએ શોભનાને પાછી પોતાની પસે આણી.

હવે એના અગાઉના નિર્મળ સ્નેહમાં વિકૃતિ આવી ગઈ હતી, અને આખરે એ નવા રૂપમાં બદલાયલા સ્નેહે શોભનાને નવુંજ સ્થાન અપાવ્યું. શોભના કલાપીની પત્ની બની.

અહીં એટલું કહેવું જોઇએ કે જે સ્નેહ શોભનામાં કલાપી પ્રત્યેનો હતો એ સ્નેહને જુદા જુદા પાસા પાડનાર કલાપી હતો; અને શોભના તો માત્ર મુરલીના સુરે નાચનારી નાગણ જેવી કલાપીની કળાએ નચનારી ઢેલ હતી. જે સ્થિતિમાં કલાપીએ શોભનાને મૂકી તે સ્થિતિમાં શોભનાએ તો શોભાજ માની. કલાપીની કેકાથી જુદા સૂર કાઢવાની એ મુરસેનની ઢેલ શીખીજ ન હતી.

કલાપીના આ દબાયલી લાગણીના ઉછાળામાંથી સ્નેહની જે વિકૃતિ જન્મી એનાં પરિણામ બહુ બૂરાં આવ્યાં. ઘરની શાન્તિ સદાયને માટે અદૃશ્ય થઈ; છતાં એ માટે કલાપીએ ખેદ દર્શાવ્યો હોય એવું લાગતું નથી.

પણ ભરતની કથાના અંતમાં કહેવામાં આવે છે તેમ:

વાંછના જે રહી તે તે પૂરી સૌ કરવી પડે

તેમ કલાપીએ મનમાં દબાવેલી વાંછના પૂરી કરી. અને ભરતનો મોક્ષ મૃગજન્મ લીધા પછીજ થયો એજ રીતે કલાપીએ પણ પોતાની વાંછનાને સંતોષવામાંજ મોક્ષસુખ માની લીધું.

## હૃદય–વ્રણ ..............................રા. હિ. જ. પંચોળી બી. એ.

(શિખરિણી)

વિયોગે વ્હાલાના વ્રણ હૃદય ઊંડા કંઇ પડયા,
અને બીજાં દુઃખે અધિક વસમા એ થઇ રહ્યા.
રૂઝાઇ એ જાશે—
અરે! એવી આશે,
કર્યાં મૂંગે મ્હોંયે ચિર સમય સૂધી સહન એ,
અને ખાળી રાખ્યાં નયન મહિં અશ્રુંઝરણુને.

હતી જ્વાળા હૈયે તદપિ મુખ રાખ્યું સ્મિતભર્યું,
વ્યથા એ દર્દોની વદન નવ કોને કહી શક્યું.
દબાવ્યા કૈં દુઃખે મુખમહિં નિસાસા નિકળતા,
છતાં ના રૂઝાયા વ્રણ સહુ રહ્યા એ ઉબળતા.

વધારે હૈયું આ સહન નવ પીડા કરી શક્યું,
સબૂરી સૌ ખૂટી, વદન હસતું ના રહી શક્યું.
ન આંસૂ સૂકાયાં દ્વિગુણ જવથી આજ ઉછળી,
અને ઊના ઊના હૃદય થકી નિઃશ્વાસ નિકળી.

## જેલના શબ્દો
### અને
### તે દ્વારા જેલ જગતનો આછો પરિચય.

...રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ

આભડછેટ દૂર કરનારી સંસ્થા તરીકે સુધારકોએ અને હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરનારી સંસ્થા તરીકે હિંદીના હિમાયતીઓએ જેલોનો આભાર દર્શાવનારા ઠરાવો પસાર કરવા જોઇએ. અલબત્ત જેલની હિંદી એટલે જાત જાતની ભાષાઓનું અદ્દભુત મિશ્રણ અને વ્યાકરણની કચુંબર.

ગોળ પૃથ્વી ઉપર વસાવાયેલી ગોળ કુંડાળાંવાળી ઉંચી દિવાલો વચ્ચેની ભેદભરમ ભરેલી દુનિયાનો ઝાંખો પરિચય જેલ જગતના શબ્દદ્વારા વાચકોને કરાવવા પ્રયત્ન કર્યો છે. સુરત, સાબરમતી અને યરોડાની જેલોના ૨૧ મહીનાના વસવાટ દરમિયાન જે નવા નવા શબ્દો શીખવાના મળ્યા છે તે અહીં રજુ કર્યા છે. આપણા શબ્દભંડોળમાં આથી કેટલોક ઉમેરો થઈ શકશે.

**કેદીઓઃ—**

**આસનિયા** — આસન કેદવાળા, સાદી કેદવાળા.

**ભાસણવાલા, ખિલાફતિયા, સ્વરાજવાળા** — રાજદ્વારી કેદી, [મોટે ભાગે ભાષણો કરવાથી સજા પામેલા માટે]

**ડબલિયા, કાળા ટોપી** — રીઢા ગુન્હેગાર (હેબિચ્યુઅલ ક્રિમિનલ) એક કરતાં વધારે વાર જેલમાં આવેલા. [એ કેદીઓનાં પહેરણ અને ચડ્ડી ઉપર બેવડી ભૂરી લીટીઓ હોય છે તેથી 'ડબલિઆ.' પહેલાં એવા કેદીઓને કાળા રંગની ટોપી અપાતી માટે 'કાળા ટોપી.']

**સિંગલિયા** — પહેલીજ વાર જેલમાં આવેલા કેદી. [એનાં કપડાં ઉપર એકવડી ભૂરી લીટી હોય છે]

**લાલ ટોપી** — જેલ તોડીને કે પેહરામાંથી નાશી ગયેલો કેદી, તોફાની કેદી [ જેલ અમલદારો માટે ભયનો વાવટો !]

**સફેદ ટોપી** — પહેલા પ્રકારની શરીર-સંપત્તિવાળો:
રેંટ, કોસ, ચક્કી, ઘાણી વગેરે સખત કામ કરવાને અને તે સાંજ પહેલાં પુરા કરી આપવાને બંધાએલો

**કાળી ટોપી** — મધ્યમ પ્રકારની મજુરીને પાત્ર.

**પીળી ટોપી** — કનિષ્ઠ પ્રકારની શરીર-સંપત્તિવાળોઃ ઘરડો, લુલો, લંગડો, ઠુંઠો, રોગી ઇત્યાદિ. મોટે ભાગે ઝાડુ-અને દાણા સાફ કરવા જેવાં ઓછી મેહેનતનાં કામને પાત્ર. (અગાઉ જન્મકેદવાળાઓને પીળી ટોપી અપાતી. હાલ તે બંધ થઇ છે.)

| | |
|---|---|
| 'લેનસીક' Lying Sick | જેલની ઇસ્પિતાલમાંથી બહાર કાઢેલો પણ કામ કરવાને અશક્ત કેદીઃ એની ટોપીનું એક પડખું લાલ રંગનું ને બીજું પીળા રંગનું. |
| કાચા કામના અનામત બેદરિયાફ | જેમનો કેસ ચાલતો હોય કે ચાલવાનો હોય એવા આરોપી કેદીઓ. [ Under Trial ] |
| દેવાળિયા નાદાર | કરજ અદા ન કરવાથી જેલમાં બેસાડાયલા. |

અમલદારોઃ—

| | |
|---|---|
| 'જાકસન' | જેલોના ઇન્સ્પેક્ટર જનરલ. જેક્સન સાહેબ આઇ. જી. હતા તેમનું નામ ઓદ્ધાવાચક થઈ પડ્યું. [ હું નાનો હતો ત્યારે અમારી નિશાળમાં આવતા બધાજ ડેપ્યુટી એજ્યુ૦ ઇન્સ્પેક્ટરો 'મોલ્લાલ' કહેવાતા. મોહનલાલભાઇનું વ્યક્તિવાચક નામ ઓદ્ધાવાચક થઈ પડ્યું હતું.] |
| વાર્ડર સી. ઓ. મુકાદમ પક્કો | કૉન્વિક્ટ ઓવરસિયર; અમલદાર ( મુકાદમ ) બનેલો કેદી. [ માસિક પગાર આઠ આના । તથા જુવાર બાજરીના ફરતા રોટલાને બદલે હમેશાં ઘઉંના રોટલા ] |
| કમ્ચ્યો વૉચમેન | કેદી અને મુકાદમની વચલી પાયરીનો, કેદીઓ કામ કરતા હોય અગર રાત્રે સૂતા હોય ત્યારે તેમની વચ્ચે રહી નજર રાખનાર કેદી અમલદાર. [માસિક પગાર ચાર આના.] |
| કૉન્વિક્ટ વૉર્ડર ફર્સ્ટ વૉર્ડર | મુકાદમથી ઉપલી પાયરીનો કેદી અમલદાર [ માસિક પગાર રૂ. એક, દરરોજના બે બીડી! દર અઠવાડિયે બે વાર મટન!] હવે આ જગ્યા કમી કરવામાં આવી છે. |
| દાદા — | મુખ્ય દાકતર સિવાયના દાકતરો અને જેલના કારકુનો. |

આ સિવાયના સુપરિન્ટેન્ડેન્ટ, જેલર, ડેપ્યુટી, સારજંટ, સૂબેદાર, જમાદાર, હવાલદાર, નાયક, સિપાઇ (વાર્ડર) એ ઓદ્ધાનાં નામ બહાર પણ સહુને પરિચિત હોય છે.

સ્થળઃ—

| | |
|---|---|
| લાલ દરવાજો— | ઑફિસ, ખાસ કરીને દરવાજા પાસેનું અંદરનું ચોગાન, જ્યાં જેલની અંદરના ગુન્હાઓ માટે દરરોજ સવારમાં કેદીઓને ખડા કરી તેમના 'ખટલા' ચલાવવામાં આવે છે તે સ્થળ. [ ભયસૂચક શબ્દ છે— 'લાલ દરવાજો બતાવીશ જો'!] |
| ફાટક — | કંપાઉન્ડનો દરવાજોઃ [ ફાટકે ફાટકે 'કચ્ચો'-વૉચમેન બેસે અને જતા આવતા કેદીની જડતી લે.] |
| ચક્કર — | કેદીઓ માટેની બરાકો અને કારખાનાં જેમાં આવેલાં હોય તે ગોળાકાર, ફરતી વંડીવાળો અષ્ટકોણાકાર વાડો, જેને જેલના ચોપડામાં ઑકટૅગૉન A, ઑકટૅગૉન B વગેરે કહેવામાં આવે છે. |

**બરાક** — ઘણા કેદીઓને એક સાથે રાખવાનો લંબચોરસ ઓરડો.

**સેલ, ઓરડી, પાલી** — એક એક કેદીને પૂરવાની ઓરડી

**'સુપ્રેટ' 'સપ્રેટ' (સેપરેટ સેલ્સ)** — સેપરેટ સેલ્સ–અલગ વિભાગ તોફાની કેદીઓ અને રાજદ્વારી કેદીઓને રાખવાની ઓરડીઓ જેમાં હોય તે ભાગ.

**અંધારી કાલિટરિ સેલ્સ** — ઘોર અંધારાંવાળી ઓરડીઃ હવે એ ઓરડીઓમાં પ્રકાશ અને હવા પૂરતાં આવે એવી ગોઠવણ થઈ છે. માત્ર એટલા કે આંગણાના ભાગમાં પણ દીવાલ ચણી લીધી હોય છે એટલે કેદી બીજા કોઈનું મોં જોઇ શકતો નથી ને હિજરાયાં કરે છે.

**ફાંસી ખોલી** — ફાંસીની સજા પામેલા કેદીઓને ફાંસી દેવાય ત્યા સુધી રાખવા માટેની ખોલીઓવાળો વાર્ડ. સગવડ માટે બીજા કેદીઓને પણ એમાં રખાય છે. સાબરમતીમા મહાત્માજીને ફાંસી ખોલીમાંજ રાખ્યા હતા.

**બળિયા ખોલી**- શીળી આવી હોય તેવા કેદીને રાખવાની ઓરડી.

**ઓરતો** — સ્ત્રી કેદીને રાખવાનો વિભાગ.

**છોકરાં જુવેનાઇલ વોર્ડ.** — છોકરા કેદીઓનો વિભાગ.

**યુરોપિયન** — યુરોપિયન કેદીઓને રાખવાનો વિભાગ.

**કાચા કામ** — અંડરટ્રાયલ કેદીઓનો વિભાગ.

**ખડી ચક્કી** — જમીનમાં દાટેલી હારબંધ ઘંટીઓ વાળો વાર્ડ, જ્યાં કેદીઓ આખો દિવસ દળે છે.

**સજાઓ :—**

**તાકીદ** — પહેલી વાર સજા ન કરતાં આપવામાં આવતી ચેતવણી

**દિવસ કાપવા** — સખત મજુરીવાળા કેદીને દર ત્રણ મહીને મળતી માફીના દિવસોમાંથી અમુક દિવસ કાપી લેવા.

**બંધ ખોલી** — આખો દિવસ અને રાત ખોલીમાં પૂરી રાખવાની સજા.

**હાથકડી** — બન્ને હાથમાં નાંખવાની કડી.

**સાંકળ બેડી** — પગમાં નાંખવાની સાંકળ ⩓

**દંડા બેડી** — પગમાં નાખવાની લોખંડના સળંગ મળિયાની બેડી. આ બેડીને લીધે પગ વાળવા હોય તો વળી શકતા નથી. મહીના મહીના સુધી અને ક્વચિત ત્રણ ત્રણ ને ૭ ૭ મહીના સુધી પણ આવી બેડીની સજા થાય છે. ⩓

**આડા બેડી** — બે પગ વચ્ચે આડો લોખંડનો મળિયો હોય એવી બેડી. o—o આ બેડીથી ચાલવાનું અત્યંત મુશ્કેલ બને છે.

**ઘોડો (ખડી બેડી)**— આખો દિવસ હાથ ઉંચા બાંધી રાખી ખડા રાખવાની સજા.

**રેમિટ** — ખંભાતી તાળાના આકારની હાથ બેડી.

**અવળી હાથકડી**— પીઠ પાછળ હાથ રખાવીને નંખાતી બેડી.

**કાંજી** — ખોરાકની સજા. રોટલાને બદલે વધારે પડતા મીઠાવાળી જુવારની ભડકી. ભડકી સાથે દાળભાજી કશું અપાય નહિ. ઘણાને ભડકી પીતાં ઉલટી થાય છે, છતાં વાડર દંડાના જોરે જબરદસ્તીથી મુકરર માપની ભડકી ઠેંસાવવા પ્રયત્ન કરે છે.

**ગની કપડાં. 'કુક્કર પાટી'** — ગુણપાટનાં લંગોટ, પહેરણ, ચડ્ડી અને ટોપી પહેરવાની સજા. એવાં કપડાંવાળાની જુદી પાટી પણ બનાવે છે અને તેને 'કુકર પાટી'નું અપમાનસૂચક નામ અપાયેલું છે.

**ગોળા ઉપાડવા** — તોપના ગોળા જેલના આંગણામાં ખડકાયલા જોવામાં આવે છે. વજન ૨૦ થી ૨૫ શેરનું હોય છે. ડંબેલ્સની પેઠે એ ગોળા અમુક વખત સુધી ઉપાડવા અને મૂકવાની સજા.

**અંધારી** — બીજા માણસનું મોં ન જોઈ શકાય એવી ઓરડીમાં પૂરવાની સજા.

**'સુપ્રેટ' બંધ** — બરાકમાંના બધા કેદીઓના સમૂહમાંથી કાઢી અલાયદી ખોલીઓમાં એકલાને પૂરવાની સજા. રાજદ્વારી કેદીઓને કાયમને માટે આવી ખોલીમાંજ રાખવામાં આવે છે.

**પટો લઈ લેવો / તોડી નાખવો** — કેદી મુકાદમને તેના ગુન્હા બદલ અમલદારના દરજ્જામાંથી પાછો સામાન્ય કેદી બનાવી દેવો.

**ટોપી લઈ લેવી / તોડી નાખવા** — કરચાને—વૉચમેનને પાછો સામાન્ય કેદી બનાવી દેવો.

**ઝુંપડ઼ સાફ કરવું**— કોઈ પણ અમલદાર કે કેદી અમલદારને તોડી નાખવો.

**'ગરમ કરના' / 'બનાકર લાના'** — કેદીને ગેરકાયદે મારથી ખોખરો કરીને પછી અમલદાર આગળ પાછો વિચાર માટે રજૂ કરવો.

**સાહિત્યઃ—**

**થાળી** — દાળ, ભાજી લેવાની તાંસળી.

**ચંબુ** — પાણી પીવાનું શેરીવાના ઘાટનું વાસણ.

**બિલ્લો** — કેદીએ પોતાની છાતીએ લટકાવી રાખવાનો ધાતુનો કે લાકડાનો ટુકડો, જેના ઉપર કેદીનો નંબર, નામ, કઈ કલમ પ્રમાણે સજા થઈ તેનો નંબર, સજાની અને છૂટવાની તારીખો લખેલાં હોય છે.

**રંગારી** — થાળી, ચંબુ, અને બિલ્લાને ચળકતાં ચાંદી જેવાં બનાવવા સારૂ નળિયાં અથવા ઈંટને ઘસીને તેની તપખીર જેવી બનાવેલી ભૂકી. જૂના કેદીઓ આ રંગારીની એક પોટલી પોતાની પાસે રાખે છે.

તાર — છુપો મોઢાનો સંદેશો.

તાર પડવો — છૂપી રીતે સંકેત પ્રમાણે બહારથી કોઇએ બીડી, તમાકુ કે એવી કોઈ વસ્તુની પોટલી ફેંકવી.

ટપાલ આવવી — નવા કેદી આવવા, બહારની ખબર લઈ આવે માટે.

બદમાસ, બદમાસી — આ શબ્દો જેલ જગતમાં બહુ સરતા હોય છે. કેદી તોફાન કરે, જાણી બૂઝીને કોટાઈ કરે, અશક્તિ કે માંદગીને કારણે કામ ઓછું આપે કે કોઈ વાતમાં મહીને ચાર આનાના પગારવાળા અમલદાર સાહેબના ગેરવાજબી હુકમ સામે વિરોધ ઉઠાવે કે સ્વમાન જાળવવા પ્રયત્ન કરે એટલે આ ઇલ્કાબોની લ્હાણી સાહેબબહાદુરના શ્રીમુખે થવાની.

છોકરાબાજી — કેદી છોકરા સાથે અકુદરતી વહેવાર (Sodomy:) જેલોમાં આ બદી એટલી બધી વ્યાપેલી છે કે ન પૂછો વાત. લાંક ને રીઢા કેદીઓ તથા મુકાદમોના અત્યાચારથી જેલખાનાં દોજખ બની ગયાં છે.

કુંડા કામ — ભંગી કામ

પટો આપવો — કેદીને મુકાદમ બનાવવો.

ટોપી આપવી— કેદીને વૉચમેન બનાવવો.

આલબેલ — All Well. દરેક બરાકોમાં કેદી, તાળાં વગેરે ગણી તપાસી લઇને બધુ બરાબર છે એમ કહેવાનો પોકાર. -આખી રાત ગિનતી અને આલબેલની બાંગ નિદ્રાદેવીને નસાડવાનું કામ કરે છે આલબેલનો સામાન્ય નમુનોઃ—

"૩૫ કેદી, ૩૮ તાળાં, ૩ મુકાદમ બરાબર સાહેબ."

ચિંતા કરાવનાર કેદીની માત્રા વધી ગઈ હોય ત્યારે

"૩૫ કેદી, ૩૮ તાળાં, ૨ હાથ કડી, ૫ દંડા બેડી, ૩ સીધી, ૩ મુકાદમ બરાબર સાહેબ"

'સીધી' એટલે મહા તોફાની કેદી એવી કાપી પડી ગઈ છે.

મુગલ — ચાડિયો.

ગોળો — ભાતનો પીંડો. ભાતને પ્યાલામાં ભરીને પંદર પંદર 'ઔંસના ગોળા બનાવવામાં આવે છે. ૫ અધોળ કાચા ચોખાનો ૧૫ અધોળનો ગોળો બને છે. એક કેદીને એવો એક ગોળો મળે. (જેમને માટે દાક્તરે ભલામણ કરી હોય તેમનેજ.)

# કપરાં સાસરીઆમાં—

સંપાદકઃ શ્રી૦ ચતુરભાઇ શંકરભાઇ પટેલ
બી. એ.

[ નીચે આપેલા ગીતમાં હિંદુ સમાજના નિત્ય જીવનની એક કરુણ ઘટનાની અતિશયતાનું કવિત્વમય, સચોટ વર્ણન કરેલું છે. દીકરીના દુઃખે દુઃખી અને સુખે સુખી એવી એક માતાજ હિંદુ કન્યાને વાતનો વિસામો અને ઠરવાનું ઠામ છે સાસરેથી એકું ભરવા જતી દીકરીને રસ્તે માનો સંગાથ થાય છે. માતાએ પૂછવાથી દીકરી ઓછા, ઓછા શબ્દોમાં હૈયાનો ઉભરો કાઢે છે. જોગાનુજોગ ઉપરવાડેથી નણંદ સાંભળે છે, અને એને ચટકો ચડે છે કે 'મોટા ઘરની' વાત કરનાર એ તે કોણ? ઘેર જઈ નણંદ ફરીઆદ કરે છે, અને એ ફરીઆદ સાસુની મારફતે સસરા પાસે, અને ત્યાંથી જેઠ પાસે જાય છે, અને જે જેઠ પુજનીય ગણાય, જે જેઠ

"જેઠ મારો અસાડીલો મેઘ જો,
જેઠાણી ઝબુકે વાદળ વીજળી."

એવી અમૃત વરસતા અષાઢ માસના ગંભીર મેઘની ઉપમાથી ઓળખાય, તેજ જેઠ એક અવિચારી જલ્લાદનું કામ કરે છે! અમૃતને બદલે વિષ વરસાવે છે!

એ અધીર અંધકારમય વાતાવરણની અચાનક શાન્તિમાં વિષ વટાવાનો કર્કશ રવ એ એકલવાયી અબળાને કાને પડે છે. એના મનમાં પોતાના બાળક પતિની અશક્તિના કે પરદેશવાસી પિયુની ગેરહાજરીના અનેક વિચારો એક ક્ષણમાં આવી આવી સરી જાય છે. મૃત્યુના ભીષણ ઓછાયા એના મૃદુ અંતરને આવરી લે છે. બાળા બિચારી થરથર કંપે છે. ત્યાં તો દાંત કચકચાવતા 'પીઓ છો કે વહુ વહુ નાક જો' નો ઘોર ઘુરકાર ગાજી ઉઠે છે. નાક જાય તે કરતાં તો 'આકું અવળું જોઈ', ઇચ્છાએ કે અનિચ્છાએ, સોમલખાર ગટગટાવી જવો સારો-એમ સમજી, હિન્દુ સમાજને બાળી ભસ્મ કરતો એક ઉન્હો નિશ્વાસ નાખી, એ નિર્મળ આત્મા પ્રભુની પાસે દાદ માંગવા દોડી જાય છે.

આજ ગીતનું કાઠિયાવાડી રૂપાન્તર 'રઢીઆળી રાત' ના પહેલા ભાગમાં આપેલું છે. તે સાથેનો ભેદ-નીચે નોંધમાં આપ્યો છે. એ ગીતની સરખામણી ઉપયોગી નીવડશે એવી આશા છે.

—સંપાદક.]

મા દીકરી પાણીડાં સંચર્યાં રે લોલ
કહો દીકરી દુઃખસુખની વાત જો
—કપરાં સાસરીઆમાં જીતવાં રે લોલ.—૧.

---

નોંધ:—

ટુક-૧—'રઢીઆળી રાત' માં શરૂઆતની ટુક નીચે મુજબ છેઃ—

ગામમાં સાસરું ને ગામમાં પી'રીયું રે લોલ
દીકરી કે'જે સુખદુઃખની વાત જો—કપરાં સાસરીઆમાં૦

સુખના દહાડા તે માતા વહી ગયા રે લોલ,
દુઃખનાં ઉગ્યાં માથે ઝાડ જો.—કપરાં૦ ૨

ઉપરવાડે નણદીએ સાંભળ્યું રે લોલ,
વહુ કરે મોટા ઘરની વાત જો—કપરાં૦ ૩

નણદીએ સાસુને સંભળાવીયું રે લોલ,
વહુ કરે મોટા ઘરની વાત જો.—કપરાં૦ ૪

સાસુએ સસરાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે મોટા ઘરની વાત જો.—કપરાં૦ ૫

---

પાટીદાર સિવાયની બીજી જ્ઞાતિઓમાં ગામમાં ને ગામમાં દીકરી પરણાવી શકાય છે. કુવે કે તળાવ જતાં પીએર પક્ષના કોઈ સગાનો સંગાથ, અને તે સાથે જોડાએલાં છુટકારાનાં તેમજ સાસરીઆંની ધાકનાં વિવિધ ભાવવાળી સઘળાં સ્મરણ ગુજરાતી ગીતની પહેલી લીટી સાંભળતા પ્રત્યક્ષ થાય છે.

સંભવિત છે કે કાઠિયાવાડની પહેલી લીટીથી મૂળ ગીત શરૂ થતું હશે, અને મૂળની બીજી લીટી ગુમ થઈ હશે. ગુજરાતમાં આખીયે પહેલી તુક નીકળી ગઈ છે. 'મેંદી રંગ લાગ્યો' વાળા ગીતમા 'મેંદી તે વાવી માળવે' વાળી પહેલી તુક ગુજરાતમાં ગવાતી નથી. ગુજરાતી ગીત 'ન્હાનો દીયરીઓ લાડકો'થી શરૂ થાય છે. એ પ્રમાણે આ ગીતમાં પણ થયું હોવું જોઇએ. 'ગામમા સાસરું ને ગામમાં પી'રીયુ' નો કે 'મેંદી તે વાવી માળવે એનો રંગ ગીઓ ગુજરાત' નો ઉલ્લેખ ન કરવાથી ગીતના અંગને કંઈ ખાસ બાધ આવતો નથી. એટલે એ ઓછી અગત્યવાળી તુકો લોપાઈ જાય એ સ્વાભાવિક છે. પણ કાઠિયાવાડમા 'પાણીડાં સંચર્યા' વાળી અતિ અગત્યની પંક્તિ કેમ ન કળી ગઈ હશે તે સમજાતું નથી.

૨—કાઠિયાવાડી ગીતમાં 'માથે ઝાડ' ને ઠેકાણે 'ઝીણું ઝાડ' છે. લોકભાષાની દ્રષ્ટિએ 'માથે ઝાડ' વધારે યોગ્ય છે. 'ઝીણુ ઝાડ' મા માત્ર ઝડઝમક છે. વળી એમાં ઝાડ ક્યાં ઉગ્યાં એ પ્રશ્ન અનુત્તર રહે છે. એટલે 'માથે ઝાડ' એ વધારે અર્થવાહી છે.

૩—કાઠિયાવાડી રૂપાન્તરમા 'ઉપરવાડે' ને બદલે 'પછવાડે ઉભી' શબ્દો છે. એના ઉપર નોંધ લખતાં શ્રી૦ મેઘાણી લખે છેઃ "ત્રીજું એક માનવી સંતાઇને ઉભું હતું. તે આ સાંભળી ગયું. બીજું તે કોણ હોય! ચુગલીખોર નણંદબા." અહીં પ્રશ્ન થાય છે કે પીએરમાં નણંદ સંભવે શી રીતે? એટલે 'પાણીડાં સંચર્યાં' વાળી પંક્તિ મૂળમાં હોઈ એ વાતને અનુરૂપ આ શબ્દ યોજાયો હોવો જોઇએ.

૪-૫—આ તુકોમાં બોલીના ભેદ સિવાય ઝાઝો ફેર નથી. 'મોટા ઘરની' ને બદલે 'આપણા ઘરની' શબ્દો આવે છે, અને 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ' એમ ટેક બદલાય છે.

સસરે તે જેઠને સંભળાવીશું રે લોલ,
વહુ કરે મોટા ઘરની વાત જો.—કપરાં૦ ૬

જેઠે જીવણુ ઘોડા ખેલવ્યા રે લોલ
જઈ રહ્યા અમદાવાદ શહેર જો—કપરાં. ૭.

હાટે હાટે ઘોડા ખેલવ્યા રે લોલ
ના મળ્યો સોમલખાર જો—કપરાં. ૮.

ત્યાંથી જીવણુ ઘોડા ખેલવ્યા રે લોલ
જઈ રહ્યા વડોદરા શહેર જો—કપરાં. ૯.

હાટે હાટે ઘોડા ખેલવ્યા રે લોલ
ના મળ્યો સોમલખાર જો—કપરાં. ૧૦.

[ આ રીતે સુરત વગેરે શહેર ફરી મુંબઇ આવે છે ]

ત્યાંથી જીવણુ ઘોડા ખેલવ્યા રે લોલ
જઈ રહ્યા મુંબઈ શહેર જો—કપરાં. ૧૧.

હાટે હાટે ઘોડા ખેલવ્યા રે લોલ
મળ્યો છે સોમલખાર જો—કપરાં. ૧૨.

---

૬—આ તુક પછી 'રઢીઆળી રાત' માં નીચેની વધારાની તુક છેઃ
જેઠે જઇ પરણ્યાને સંભળાવીશું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો.—વહુએ૦

શ્રી૦ મેઘાણીના ગીતમાં એ કડવી ફરજ (?) પરણ્યાને માથે આવે છે; ત્યારે આપણા ગીતમાં તો સાંભળતાની સાથે જેઠજ સજા કરવા તૈયાર થઈ જાય છે. અને કુળ-લાજ જેવી ગંભીર વાતમાં બાળક-ભાયડો સમજેય શું? એને તો મંડાવાનુંય વડીલોની રમત-ગમત ખાતર, અને રંડાવાનું તે પણ તેગલાજ માટે. આ બનાવ વેળાએ પતિ પરદેશ હોય એમ પણ બને. કાઠિયાવાડી ગીતમાં પતિને કામ સોંપાય છે તેથી એની અને ગુજરાતની સંસ્કૃતિનો ભેદ ફલિત થતો નથી. કાઠિયાવાડમાં વડીલ આગળ પત્ની સંબંધે પુત્રને ઓછો સંકોચ હોતો નથી, કદાચ વિશેષ હશે. વળી કાઠિયાવાડમાં પતિપદ મોડું મળતું હોય એમ પણ નથી. બીજી બાજુએ માવડીઆ છોકરા ગુજરાતમાં નથી એમ પણ નહિ. એકજ સાંસારિક સ્થિતિનાં બે પરિણામભેદનું ચિત્ર આ રીતે આપણને મળે છે.

૭-૧૨—સોમલખારની શોધમાં જેઠ જુદાં જુદાં શહેર ફરે છે, એ વર્ણનને બદલે 'રઢીઆળી રાત'માં નીચેની બે તુક છેઃ
પરણ્યે જઇ તેજી ઘોડો છોડીયો રે લોલ
જઈ ઉભાડયો ગાંધીડાને હાટ જો—વહુએ.
અધશેરો અમલીઓ તોળાવીઆ રે લોલ
પાશેરો તોળાવ્યો સુમલખાર જો—વહુએ.

[ લીટી પંદરમાની ફુટનોટ ચાલુ ]

ચિતામાંથી નીકળતી લાલપીળી અગ્નિજ્વાળા સોનાની થઈ અને એની રાખ રૂપાની થઈ. મરનારીના આત્મભોગનોજ એ પ્રતાપ પછી સ્મશાનેથી

બાળીઝાળીને જીવડો ઘેર આવ્યો રે લોલ
હવે મારી મંદિરીએ મોકળાશ જો
–ભવનો ઓશીઆળો હવે હું ર્‌હ્યો રે લોલ.

હવે ઘર ખાવા ધાતું લાગ્યું. હદપાર વાત જાય ત્યારે દુઃખીઆરો ચીઢાઈ જાય, તેમ હતાશ થઈ, ચીઢાઈને, 'વહુની ફાંસ ટળી હવે મોકળા ઘરમાં મ્હાલો' એવું કહેવા જેટલું રાંડ્યા પછીનું ડહાપણ 'તેજી ઘોડો' છોડતી વખતે પહેલાં આવ્યું હોત તો? ઓશીઆળી જીંદગી ગાળવાની આવી તેમાં કોનો વાંક? પણ……પણ નિર્બળતાના ભોગ થતાં સમાજ બચાવે નહિ એજ ખરી દુઃખની વાત છે. અને જેમાંથી માર્ગ ન જડતાં આ પરિણામ આવે છે તે સકડામણ શું સમાજની ઉપજાવેલી નથી?

ગરબે રમવા નીસરેલી ગોરીનાં શિરીષમૃદુ હૃદયથી આ કરુણ કથનીનો કમ્પાજનક અંત ન જીરવાયો હોય, એટલે મૂળ ગીતનો રસિક વિસ્તાર બીજા ગીતમાં થયો તે આપણે ત્યાં ન થઈ શક્યો એમ પણ બને. પરંતુ આપણા ગીતમાં જેઠે જઈ પરણવાને સમભળાવ્યું નથી, તેથી વિસ્તાર અપ્રસ્તુત છે. વિશેષમાં સ્ત્રીનું શબ લઈ જતા ડાઘુઓમાં પતિએ જવાનો રિવાજ ગુજરાતમાં નથી. તો પછી કાઠિયાવાડી ગીતમાં એ ઘટના કેમ ગુંથાઈ એ પણ એક પ્રશ્ન છે.

'રઢીઆળી રાત'વાળા ગીતની ગાનારીની કલ્પનાભૂમિમાં પછીથી પતિની શી દશા થઈ હશે તેનું ચિત્ર જ્યારે પ્રગટ થયું હશે, અને જે પળે 'સોનલા સરખી' ચિતા એને પ્રત્યક્ષ થઈ હશે, તેજ પળે ઘુંટેલી વેળાએ કર્કશ અવાજથી કૃત્યની ઘોરતા દાખવના વાટકા સોનાની પ્યાલીમાં બદલાઈ ગયા હશે, અને પ્રિયજનના પાસામાં રહી મીઠું મોત માણવાની ઈર્ષ્યા ક્ષણભર પતિમાં જન્મી હશે. અને તેજ વખતે 'પીવો ગોરી નકર હું પી જાઉં' માં નવા અર્થનો સંચાર થઈ જુનો ધમકીનો અર્થ ચાલ્યો ગયો હશે.

ઉપર નોંધમાં જણાવેલી છુટછુટી અસંગતિ જોતાં કાઠિયાવાડમાં મૂળ ગીતમાં પાછળથી ઘણો સુધારોવધારો થયો હોય એમ લાગે છે; જ્યારે આપણું ગીત મૂળ સ્વરૂપે સચવાઈ રહેલું હોઈ ટૂંકું છતાં સુસંકલિત અને દોષરહિત છે. એકજ ગીતનાં આ બે રૂપાન્તર લોકગીતના વિકાસક્રમ ઉપર ઠીક પ્રકાશ પાડે છે.

—ooo—

# હિમાલયનાં આંસુ !

...........................રા. રા. દેસાઈ હ. મો.

હો અબધૂત—ભારતજોગિડા !
શીદ રૂપ ધરે વિકરાળ !

વીંધી વ્હે ગિરિ—કન્દર આંસુડાં !
ત્હારે આંસુડે પ્રલયકાળ !
(ધ્રુવ)

ઊભો અનાદિ યુગથી રે, આલેખે ભાવિના ભાવ;
અશ્રુને અકેક બિન્દુડે, શું નિર્મ્યા રુધિર છંટકાવ ?
ત્હારે આંસુડે પ્રલયકાળઃ—હો.

જનકસુતાએ સાર્‌યો રે, અશોકવાડીએ શોક;
ધ્રૂજી ધરા એનાં આંસુડે, ને ખળભળિયા ચૌદ લોકઃ
ત્હારે આંસુડે પ્રલયકાળઃ—હો.

રૂઠ્યો સહોદર રાજવી ધોવા ધર્યો વિધિનિર્માણ;
ધોવાતાં દેવકી આંસુડે, કીધાં સુભટે શોણિતપાનઃ
ત્હારે આંસુડે પ્રલયકાળઃ—હો.

દુઃશાસન એબ ઉઘાડતો રે, પરવશ પાંડવ પ્રાણ;
દ્રૌપદીનાં ઉન્હાં આંસુડે, કૌરવકુળનો કચ્ચરઘાણઃ
ત્હારે આંસુડે પ્રલયકાળઃ—હો.

વનવનના વીર કેસરી રે, 'કેસરિયે' સજવાય;
રણવાસને એક બિન્દુડે, રણસિન્ધુ રુધિરે છલકાયઃ
ત્હારે આંસુડે પ્રલયકાળઃ—હો.

ભડકા શમ્યા ભૂતકાળના રે, અધુના એ આલેખાય ?
ભારતભવાનીને આંસુડે દગ ભાવિ શું એવું દેખાય !!
ત્હારે આંસુડે પ્રલયકાળઃ—હો

ઓ સર્જનજૂનાં જોગિડા !
જુગ જુગ ભારતના રખવાળ !
હો ઝીલશે જીવનભોગથી,
ત્હારી આંસુડાંની માળ !—હો.

# કવિ અને વિવેચક

.........લે: પ્રો. ગજેન્દ્રરાય ગુલાબરાય બુચ.

સારામાં સારો કવિ એ સંગીન વિવેચક ભાગ્યેજ થઈ શકે.'

અંગ્રેજી સાહિત્યમાં કોલરિજનું જબરદસ્ત દૃષ્ટાંત ઉપલા સિદ્ધાંતને પ્રથમ દૃષ્ટિએ તો હચમચાવી નાખે તેવું છે. અને 'એકાદ અપવાદથી સિદ્ધાંત દૃઢીભૂત બને છે' એમ પ્રત્યુત્તર વાળશો એ ડૉ. જોનસનનેજ પાલવે કદાચ સ્હેજ ટકોરમાં એમ પણ કહેવાય કે કોલરિજની કવિતા એ અફીણની અદ્ભુત પ્રેરણાનો, કંઇક નિદ્રાસમાધિસ્થિતિનો પરિપાક હશે; પરંતુ એનાં વીજળી જેવાં વિવેચનો એજ એની નૈસર્ગિક મેધાના, એની વેધક દૃષ્ટિના, ખરા ચમત્કાર છે. અને આ ઉત્તરમાં ઘણું સત્ય સમાયલું છે. છતાં એ પણ ભૂલાવું ન જોઇએ કે એકલી વેધક દૃષ્ટિથી વિવેચક થવાતું નથી. એ દૃષ્ટિમાંય જો રાગ, વેગ કે સ્વપ્નાંઓ તરવરતાં હોય તો કવિતા શોભે અને વિવેચન વણસે. કોલરિજની કલ્પનાની પાંદડી પાંદડીએ ભમરતો શેક્સપિયર એ એક આદર્શ સ્વપ્નું છેઃ કદાચ લેખકનાજ આત્માનો આવિર્ભાવ હશે. પણ એ વાસ્તવિક શેક્સપિયર કેટલે અંશે છે એ વિવાદાસ્પદ છે. અહીં કોલરિજ કવિ વધારે હતો કે વિવેચક એ પ્રસ્તુત નથી. પરંતુ કવિ અને વિવેચક, એક વ્યક્તિમાં પ્રવેશીને પણ, કેવા કજીયા કરી મૂકે છે એજ જોવાનું છે.

ત્યારે પ્રથમથીજ આપણે એ બન્નેને છૂટા પાડીએ. કવિ વિવેચક નથી તે નથીજ, પરંતુ તે વિચારક તો જરૂર છે. કવિનાં બે પ્રેરક બળો તે વિચાર અને વેગ કે આવેગ. કલ્પના એનું વિશિષ્ટ વાહન છે. ચિત્રાત્મક વિચાર એ કવિની સચોટ કલ્પના; ભાવનાત્મક કે આદર્શસ્પર્શી વિચાર એ એની આર્ષદૃષ્ટિ કે ભવ્ય કલ્પના. તેમજ બીજી રીતે કલ્પના એટલે વિશ્વના વેદનાનાં સંવેદન અને આદર્શ ભણી ઉછાળા કવિનું, મહાન કવિનું, આ માનસ.

આપણે એનો પ્રથમ ગુણ લઇએ. વિચારશક્તિ વગર તો ટહુકતી કોયલો પાકે પણ કવિ ન સંભવે. ચિંતનાત્મક વિચારના વિશાળ પાયા પરજ કવિ વિશ્વ રચે છે, અને એજ ચિરંજીવ રહે છે. આ દૃષ્ટિએ કવિ અને તત્વચિંતક એ બન્ને એક છે. સામાન્ય મનુષ્યો કરતાં કવિ કંઇ જુએ છે એનું આજ કારણ છે કવિનું આ લક્ષણ વિવેચકને પણ બાધક નથી. વિચારના વિશાળ ઘુમ્મટ નીચે કવિ, ફિલસુફ અને વિવેચક, એમ બધાજ સમાઈ જાય. વિવેચક જો વિચારક ન હોય તો તુલનાશક્તિજ ક્યાંથી લાવે? જો અભ્યાસગત સિદ્ધાંતો બાંધ ન હોય તો માપ કહેતાં શા વડે? જો ક્ષીર દીઠુંજ ન હોય તો નીરક્ષીરવિવેક ક્યાંથી સંભવે? અને જો આત્માના ક્ષીરસાગરનાં વિચારમન્થન નજ થયાં હોય તો રત્નો પણ ક્યાંથી સાંપડે! આમ વિવેચક એય પૂરો વિચારક તો હોવોજ જોઇએ. પરંતુ કવિ વિચારક તરીકે સારમાંથી નહિ પણ સર્વમાંથી છે. એ વિવેચકની માફક સારા નરસાની સીમા નથી દોરતો, પરંતુ કલ્પનાબળે એ અસારમાંથી ય સાર શોધે છે. 'There is a soul of good news even in things evil' (અસારમાંય સાર છે), અગર કાદવમાંય કમળ છે, એવું તો

મહાત્મા કે મહાન કવિજ કહી શકે.

હવે કવિનું બીજું લક્ષણ, એનો વિશિષ્ટ ગુણ, જુઓ. એ એને તત્વચિંતકથી અને વિવેચકથી એકદમ જુદો પાડે છે. કવિ બુદ્ધિપ્રધાન નથી. મહાસાગર સમો કે મહાપુરુષો માફક એ ઊર્મિપ્રધાન છે. જેમ તે સામાન્ય મનુષ્યો કરતાં વધારે જોઈ શકે છે, તેમ તે સામાન્ય મનુષ્યોમાં પણ પેસી શકે છે. ઘટઘટની ઘટના જાણનાર કદાચ એ ઈશ્વરનોજ અંશાવતાર પણ કેમ ન હોય? કવિ ઊર્મિઓથી અંતરમાં ઉતરે છે, ઊંડાણો ઉકેલે છે, અને સહૃદયતાથી સાથે લઈ ઉડ્ડયનોમાં પણ ઉપાડી જાય છે. વિવેચકને એ ન પાલવે. એને ઉડાઉડનો અવકાશ નથી. કવિ કથળે તો કપિ થાય, તેમ વિવેચક વંઠે તો વિવેક જાય. કવિની આંખ ભાવભીની કે ભાવનામય ભલે હો, પણ વિવેચકની વાણી કે વૃત્તિ નિર્મળ નીર જેવી હોવી જોઈએ. એની આત્માની આરસીમાં ડાઘ પડેલા ન હોવા જોઈએ, એમાં તો જેવું હોય તેવુંજ દેખાય. કંઈક અંશે તો એમ પણ કહી શકાય કે પરમ શાંતિથી વિવેચક, અને પરમ અશાંતિથી કવિ. કવિનો ગુણ એજ વિવેચકનો દોષ. વિવેચકને એકજ વેગ, એકજ ધગશ હોય—કરવત માફક સાર અને અસારના કકડા જુદા કરી નાંખવાની. સૂક્ષ્મ દૃષ્ટિએ જુઓ તો વિવેચક સાપેક્ષ સત્યનો પૂજારી છે, અને તેટલાજ પ્રમાણમાં એનામાં જુસ્સો કે ગુસ્સો સ્થાને છે.

અને કવિનું સાધન તે કલ્પના, જ્યારે નિયાગ વિવેચકનું સાધન તે સંગીન તોય સાદી વાણી. કવિને રહ્યાં સ્વપ્નાં સેવવાનાં, અને વિવેચકને રહી વાસ્તવિક વાતો કહેવાની. કવિ સમતોલપણું સાચવતો નથી, અને વિવેચક તે ખોતો નથી. સમતોલપણું ન જાળવ્યાથી ઉડાય પણ ખરૂં, અને પડી પણ જવાય. જો પ્રેરણાની પાંખમાં જોર હશે તો ગગનમાં ગુરુત્વાકર્ષણ નહિ નડે. કવિના ઉડ્ડયનોમાં 'ધડો' નથી હોતો એમ જે આક્ષેપ મૂકવામાં આવે છે એનો અર્થ એવો કંઈ નીકળે, કે કવિઓ વ્યવસ્થિત, સુઘડ સિદ્ધાંતો કે ધોરી રસ્તા નથી બાંધી જતા કે જેથી જનતા આંખો મીંચી ચીલે ચીલે ચાલી જાય તોય ક્યાંય અફળાય નહિ. આ વાત ખરી છે. ગગનમાં ગાડાંઓ નથી ચાલતાં, નહીંતર ચીલાઓ ક્યારનાય પડી ગયા હોત. કવિની ફિલસુફી સાંખ્ય, વેદાંત કે પ્લેટો ઍરિસ્ટોટલની માફક પાઠ્ય પુસ્તકોમાં નથી પૂરાતી. એ ચોકઠાંઓમાં બંધ બેસતી નથી આવતી. કારણ, કવિ લખે છે તે કારિકા નહિ પણ કવિતા—અને સંવાદો નહિ પણ સંવેદનો. એકજ દાખલો બસ થશે. વર્ડ્ઝવર્થનું "Immortality Ode" અદ્‌ભુત ઉડ્ડયન છે, અને ઊંડી ફિલસુફી છે. વિવેચકને આ ક્યાંથી પાલવે? એ રહ્યો પદે પદે માર્ગદર્શક, અને કવિ રહ્યો પહેલેથી છેલ્લે સુધી પ્રાણપૂરક. વિવેચક રહ્યો દોરનાર, અને કવિ રહ્યો દોડનાર અને પડકારનાર.

અહીં વિવેચકનો વિશિષ્ટ ગુણ સહજ તરી આવે છે. વિવેચક એ વિચારક છે તેમજ વ્યવસ્થાપક છે. એમ પણ કહેવાય કે વિશ્વની વ્યવસ્થાપક સમિતિનો વિવેચક એ પ્રમુખ છે. કવિ એ નથી. ક્યાંથી હોય? કવિ વિચારમાંથી વિશ્વ ઘડે છે; વિવેચક વિચારમાંથી આચાર ઘડે છે; કવિને આ દિશામાં વિવેચકની અપેક્ષા છે. કવિના વિશ્વનો વિવેચક કારભારી છે. અને વ્યવહારી રીતે વિનોદમાં કહીએ તો વગરધૂન્યાએ કવિ—વિવેચક અન્યોન્યના પૂરક ગણાય પણ તોય દ્રષ્ટા અને સ્રષ્ટા એ તો કવિજ.

# સુરભિ

કવિ અને વિવેચક એક વ્યક્તિમાં ક્યાંથી સંભવે? વિવેચકને ઉપયતા છે, કવિને એ નથી. બુદ્ધિનો પ્રદેશ બહુ વિસ્તૃત છે અને જ્ઞાનના મહાસાગરને તટે આપણે રેતીના રજકણ અને છીપોલીઓજ વીણીએ છીએ એ બધુ ખરૂં છે, અને એ પ્રદેશમા વિવેચક સમસ્ત જગતનો મહાન સહાયક છે એ પણ ખરૂં છે. પરંતુ એ મહાસાગરની ય પેલે પાર, **યો बुद्धेः परतस्तु सः**, એવો એક અનન્ત પ્રદેશ છે કે જ્યાં કૂદી જવાને કવિ સિવાય કોઈની શક્તિ નથી. ત્યા વિવેચનનાં વલખા વ્યર્થ છે. બુદ્ધિ કરતા જેમ અંતે શ્રદ્ધા વધે છે, તેમ પ્રતિભાના પડકાર કરતા પણ આખરે પૂજાનો પ્રણિપાતજ વિરાટ વિશ્વને વધારે વાંચી શકે છે. વ્યષ્ટિસમષ્ટિ કે પિણ્ડબ્રહ્માણ્ડનો ભેદ ભાગી જાય એવી વિરલ ક્ષણો વિવેચકને નથી વરી. વિવેચકની દૃષ્ટિએ પત્થર એજ કવિની દૃષ્ટિએ પ્રતિમા. વિશ્વ એક અણઉકેલ્યો કોયડો છે—પણ એનો કંઈએ ઉકેલ થતો હોય તો તે કવિઓથીજ.

કવિને વિવેચનની વાડ બાધવી એથી કરુણ કથા બીજી કઈ હોય? કારણ, વિવેચક વર્તમાનને ગોઠવે છે. કવિ ભાવિને ઘડે છે. કવિ વિવેચક ક્યાથી થાય?



# જગન્નાથ અને લવંગી

......રા. રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

સંવત ૧૭૦૪ની શરદ ઋતુમાં સાંજને સમયે વારાણસીના સીમાપ્રાન્તે વિસ્તરતા ગંગાતીરે જગન્નાથ અને લવંગી જોડાજોડ ચાલતાં હોય છે.

પંડિતરાજ પોતે પત્નીના શિક્ષણ કાજે તાજેતરમાં રચવા માંડેલ 'ભામિની વિલાસ'ના કેટલાક શ્લોકો તેને સમજાવતાં સમજાવતા ઘેરથી નીકળેલા; તે કામ શહેર બહારનો આ રમણીયતર પ્રદેશ આવતાં અટકે છે. બંને જણ હવે મુંગાં મુગાં કુદરતની મનોરમ સુન્દરતાને નયનવાટે પી રહ્યાં છે.

ઘડીક પછી જગન્નાથ ઉભા રહે છે—અને ડાબી બાજુ ચાલતી લવંગી પણ ઉભી રહેતાં વેંત જ, થાકને લીધે, તે પહેલાં પતિના ડાબા ખભાનો ટેકો લઇ થંભે છે. પછી હાથને તેમની ડોક પર થઈને જમણા ખભા પર પ્રલંબિત કરે છે, એટલે દેહલતા પ્રીતમશરીરના સંશ્રયે વિરામે છે, અને તેમનો પણ ડાબો હાથ લવંગીની કમ્મર પર અર્ધચંદ્રાકારે વળીને ઉભયના સ્પર્શનને ગાઢતર કરે છે.

ગંગાજીનું સાન્નિધ્ય અને એ સ્પર્શસંવેદનની પળ જગન્નાથના મનમાં પૂર્વના એક મધુર પ્રસંગને તાજો કરે છે. એ સમયે પોતે રચેલા કાવ્યનો શ્લોક, ડાબી પાસ વહેતી સરિતાના ગંભીર અને વિમલ પ્રવાહ પર મીટ માંડી, રસસમાધિમાં લીન થઇ, સુસ્પષ્ટ પ્રભાવભર સ્વરે તેઓ ઉચ્ચારે છેઃ—

**જગન્નાથ**

न यत्साक्षात्वेदैरपि गलितभेदैरवसितम्
न यस्मिञ्जीवानां प्रसरति मनोवागवसरः।
निराकारं नित्यं निजमहिमनिर्वासिततमो
विशुद्धं यत्तत्वं सुरतटिनि तत्त्वं न विषयः ॥ १ ॥

[ઉચ્ચારણ દરમીઆન લવંગીનું માથું તેમના ખભા પર ઢળકે છે અને તેનાં પોપચાં પણ આસ્તે આસ્તે પ્રવાહને નીહાળતાં બીડાય છે. કેટલીક ક્ષણો પછી આંખ ઉઘાડી, માથું જરા ઉંચું કરી—

**લવંગી**

નાથ, તમારી નજરે ગંગામાતા બ્રહ્મસ્વરૂપ છે, પણ મને તો નેતી અદેખાઈ આવે છે.

**જગન્નાથ** (સસ્મિત)

આવેજ ને ? સ્ત્રી કોનું નામ ? ગંગા કદી મારી પત્ની થવાની નથી એની તો સૌને તેમ તને ખાતરી જ. પણ તને બાળે છે તે એ કે તારા શીવાય કોઇની પણ આવડી ભારે સ્તુતિ મારે મુખે થઈ. કેમ, ખરુંને ?

---

૧. અરે ! વેદો ભેદારહિત પણ હેં ના કહી શકે,
ન જીવોનાં વાણી મન પણ વળી જ્યાં જઈ શકે.
પ્રભાવે જે પોતે તમ દૂર કરે નિત્ય અગુણી,
પ્રકાશી તે તત્વ તું જ, વિષય ના, હે સુરનદી !

**લવંગી** (સહેજ ભ્રૂભંગ દર્શાવી)

એમ જ વળી.

[હવે તે જગન્નાથનું પાસું અલગ કરે છે. અને જાણુ આગળીના આંકડા બીડી પાછાં આલવા માંડે છે.]

**જગન્નાથ**

અને છતાં, એ શ્લોક ક્યારે રચાયલો? જ્યારે તારા પ્રત્યેની મારી પ્રીતિ તો અખંડ જ હતી, પણ તારો સહવાસ નિત્યનો બને તેટલા સારુ મારે નાતભાઇઓને ચમત્કાર કરી દેખાડવો પડ્યો ત્યારે. એ રચાયો તારે ખાતર અને એ ગાતાં ગાતાં હમેશાં તેમ હમણાં પણ મને તો વિચાર આવતો હતો તે એજ કે ગંગા જો આટલી વર્ચસ્વી છે, તો લવંગી પણ ક્યાં નથી?

**લવંગી** (હસી પડી)

ખુશામત કરો છો કે? મોગલ શાહનો દરબાર છોડ્યાને બાર વર્ષ થવા આવ્યાં પણ તમારી એ ટેવ ટળી નહી?

[આ શબ્દો સાંભળતાંજ કવિના મો પર આછા શેરડા પડે છે. પળવાર એમનું ઘવાયલું સ્વમાન જવાબ વાળવાની પણ દરકાર કરતું નથી. પછી તે બોલવા જાય છે ત્યા ફરીથી એમની અડોઅડ આવી, ઉભા રાખી—]

**લવંગી**

આમ શું કરો છો, પંડિતરાજ? તમને માઠું લગાડવા મેં એ કહ્યું હશે? મને પણ મુઇ મશ્કરીની આદતજ ખરાબ પડી છે. ચાલો શાંત થાઓ જોઇએ, કેવા ડાહ્યા છો?

[એ પટામણીની અસર થાય છે. જગન્નાથ પાછા સ્વસ્થ બનીને બચાવ આદરે છે.]

**જગન્નાથ**

એમાં તારો વાંક નથી, લવંગી. મારે શાપ છેજ એવું. હું ગમે તેટલી સાચી નિષ્ઠાથી વાત કરું, મારું કહેવું મારા મનથી તેમજ સિદ્ધાંતની નજરે ગમે તેટલું વાજબી હોય, છતાં આખી દુનીઆએ જાણે મને જુદી રીતે સમજવાનું કાવતરુંજ રચ્યું ન હોય, એવું ઘણી વાર લાગે છે. આ ખુશામતનીજ વાત લઇએ. મેં 'અસફવિલાસ' લખ્યો ત્યારે આખાય દરબારના કાકભુશુંડીઓ જ્યાં હોય ત્યાં ખાનગી રાહે લવતા કે મેં બાદશાહના એ માનીતા સરદારને ખુશ કરવા મારી પ્રતિભા વેચી. હકીકત તરીકે, અસફખાંના અમીરી સ્વભાવનાં અનેક વખત મેં ગુણગાન સાંભળેલાં, એની ભલાઇના કેટલાય દાખલા નજરે નીહાળેલા, એટલે એ પ્રશસ્તિ મારી સ્વાભાવિક લાગણીઓનોજ ઉદ્‌ગાર હતે.

**લવંગી**

એ તો બરાબર. અને એમ તો, શાહજહાંએ રુપા સાથે તમારી તુલા કરાવીને એ સાડા ચાર હજાર રુપીઆના નગદ પાટા તમને ભેટ કર્યા, ત્યારે પણ એવુંજ આળ માથે આવેલું ને?

**જયન્નાથ** (હસીને)

હા. દખ્ખણના એક રાજાએ પોતાના રાજકવિ બનવાનું મને કહેવરાવ્યું, ત્યારે મેં સગર્વ જવાબ મોકલેલો ને, કે મારા મનોરથો તો દિલ્લીશ્વર પુરી શકે, નહીં તો જગદીશ્વર ? બીજા રાજાઓથી અપાય એ તો, એમણે ગમે તેટલું આપ્યું હોય છતાં મારે તો એ શાક કે લવણના ખર્ચમાંજ ચાલ્યું જાય.

**લવંગી**

ખીચારાને સખત ભોંઠા પાડ્યા. જબરા છો તમે પણ.

**જગન્નાથ**

ત્યારે પણ બીજું શું કરું ? ને એ જવાબમાં હતો મારો ગર્વ, પણ દેખનારને દેખાઈ દિલ્લીપતિની ખુશામત.

**લવંગી**

અને એમ દેખાવાનું કારણ તો એજ છે કે તમારા જવાબ પછી તુરતજ બાદશાહે પેલી તુલા કરાવી. બાકી તુલાનો વિચાર તો, બેગમસાહેબા એક વાર કહેતાં હતાં તેમ, બાદશાહના મનમાં વર્ષો થયાં હતો.

**જગન્નાથ**

શું દુનીઆ છે ! અથવા, દુનીઆએ શું કરે ? એનો ઝાઝો વાંક નથી. ઘણી વાર કાગ બેસે ને તાડ પડે–એના જેવું થાય છે ને લોકોની ટુંકી નજર એ બેને સાંધી દે છે. (થોડી વાર પછી) મને લાગે છે એવી દુનીઆમાં કવિએ અવતરવું પડે છે એ તેનાંજ કોઈ પૂર્વનાં પાપે કરીને હોવું જોઇએ.

**લવંગી** (સચિંત સ્વરે)

એમ નિરાશાને કાં વશ થાઓ ! તમે પંડેજ ક્યાં અત્યાર લગીમાં દુનીઆ સામે સફળતાથી ઓછી ટક્કરો ઝીલી છે કે આમ બોલો છો. ? તમારી અંકુરતી પણ ઉત્કટ મહત્વાકાંક્ષાઓ માટે રાજમહેંદ્રી નાનું પડ્યું એટલે કિશોર વયમાંજ વિદ્વાન ને સ્નેહાળ પિતાને તજીને એમને નારાજ કરીને પણ તાંજોર જઈ રહ્યા. તાંજોર નરેશે તમને ઓળખ્યા નહીં. કહેવાય ત્યારે મોટા પંડિતપોષક, ને પોતાના જુના ગોખણીઆ પંડિતો કરતાં તમે ચઢીઆતા છો એ જાણવા છતાં, સમજ્યા છતાં,. તમને અગ્રાસન ન આપ્યું તે નજ આપ્યું. વાત ત્યારે આસનનીજ, પણ સિદ્ધાંત કેટલો મોટો ?

**જગન્નાથ**

એ તો ખરૂંજ ને ? મારૂં મન એ વખતે બહુજ દુભાયલું. અને એને છોડીને જયપુરની આ તરફ આવ્યો ત્યારે વળી એક જુદાજ બનાવે ચિત્તને ક્ષોભ કરાવ્યો.

**લવંગી**

કાજીવાળી વાત ને ? એમાં તો વળી અંગત માન અપમાનનો પ્રશ્ન પણ નહોતો. એનાથી

બધા શાસ્ત્રીઓ હારેલા પણ તમે એનેજ હરાવીને હિંદુ ધર્મની નોક જાળવી.

જગન્નાથ

પણ એ સહેલું કામ નહોતું હોં, લવંગી આખું એક વર્ષ મારે સંસ્કૃત પ્રાકૃતને છેક વિસારી નાંખીને અરબ્બી ફારસી ને કુરાનની એકપક્ષી ભક્તિ આદરવી પડેલી. પણ એટલું ખરૂં કે તપની સિદ્ધિ મળી પૂરેપૂરી.

લવંગી

એ તો એમજ ને? અને ત્રીજો મહાવિજય તે મને જીતવાનો; બાદશાહ પાસેથી તો ખરીજ, પણ નાત સામે જાત્યંતર લગ્નને ઝુંડો ઉઠાવીને પણ.

[ છેલ્લા શબ્દો બોલતાં તે પાછું વાળી જુએ છે. નગર સારી રીતે આખું પડી ગએલું જાણીને બેસવા માટે હરીયાળી જમીનનો સ્વચ્છ ભાગ નજરથી શોધે છે. જરા વારે એ જડતાં પોતે અટકે છે. વિચારમગ્ન જગન્નાથ પણ અટકે છે લવંગી પહેલી બેસી જાય છે, એટલે પંડિતરાજ તેના ખોળામાં માથું મુકી ઘાસ પર અઢેલાય છે. થોડી પળો બાદ વિચાર—પાશમાંથી મુક્ત થતાં— ]

જગન્નાથ

એ તો બધું ખરૂં. અને નાત સાથેની લડત તો તારે ખાતર હતી એટલા પુરતી એની જુદી વાત. પણ તે શીવાય તો શું તને એમ નથી લાગતું કે કવિઓ અને પંડિતોની શક્તિ ને સમય કોઈ પણ તરેહની–જીવનની કે સાહિત્યની–લડતોમાં વેડફાય એ ઘણુંજ શોકકારક છે?

લવંગી (નિર્દોષતાના ભાવથી)

એ તો વેડફનારા જાણે. આપણને શી ખબર!

જગન્નાથ (કટાક્ષ સમજી જઇ)

ના, ના, એમ નહીં. મેંજ એવી વેડફ આટલી બધી વાર કરી છે એ હું ભુલી જતો નથી. પણ—

લવંગી

પણ 'પરોપદેશે પાંડિત્ય' હમેશાંજ આકર્ષક હોય છે.

જગન્નાથ

સાંભળ તો ખરી. પરોપદેશની વાત નથી ખરૂં કહું તો કોઇનેય ઉપદેશ દેવાની વાત નથી. મને આજ સુધીની જીંદગીનું સિંહાવલોકન કરતાં આત્મનિરીક્ષણની ઘડીમાં કદીક આવા વિચારો આવે છે, એટલે થનાર તો થઈ ગયું, પણ સિદ્ધાંતદૃષ્ટિએ, હું કહું છું તે બરાબર છે કે નહીં એ આપણે તપાસવું ઘટે.

લવંગી (મીઠી નાટકાઇથી)

અને સો ચુઆ મારીને બીલ્લી પાટે બેસે તે બરાબર છે કે નહીં એ પણ આપણે તપાસવું ઘટે.

જગન્નાથ (હસે છે)

તારે મને ફરીથી ખીજવવો હોય તો એ પ્રયાસ મિથ્યા છે. પણ રીતસર વાત કરને. મેં—

લવંગી ( સામું હસીને )

નહીં કરું. તમે કેટલી વાત રીતસર કરી ? પહેલાં ખીજાયા; પછી બચાવ આદર્યો; તે વખતે મેં તમારી હામાં હા મેળવી, ત્યારે વળી દુનીઆ વિશે કૈં ભળતું જ બોલવા માંડયું; અને તેમાંથી હું તમને છોડવતી હતી, તમારા જીવનનું સાચું રહસ્ય ફકેલી બતાવતી હતી, ત્યાં તો કોણ જાણે કયાંથી પશ્ચાત્તાપનો દાવાનળ દીલમાં પ્રગટયો, તે કવિએ સાહિત્યમાં લડત કરવી, ને જીવનમાં ન કરવી ને—

જગન્નાથ

અરે રે ! આ શું બબડે છે ! મેં તો કવિએ કયાંયે લડત ન કરવી એમ કહ્યું.

લવંગી

હં હં, એમ કે ! ચાલો એમ તો એમ. પણ મને એ ખરું નથી લાગતું. હજી તો ગયે વરસેજ 'મનોરમાકુચમર્દિની' તમે પુરું કર્યું તેમાં બીચારા ભટ્ટોજીને કેવો ઉધડો લીધો છે ! બદલામાં એ જ્યાં જ્યાં જાય ત્યાં, ગામે ગામ ને શહેરે શહેર, તમારું નામ બદનામ કરવાનો ધંધો લઇને બેઠો છે. તમારી બેઉની સાઠમારીમાં, વ્યાકરણના જે નિયમો કે પ્રયોગો વિશે તમારે મતભેદ હશે એ તો કોરાણે રહે છે ને કૈં ત્રીજુંજ નવતરું ફુટી નીકળે છે. (જરા રહીને) અને હમણાં વળી 'રસગંગાધર' નો વિચાર કરો છો તેમાં પણ અપ્પય દીક્ષિતની સાત પેઢીને ઉખેડી નાંખશો એની મને ખાતરી છે. એના 'કુવલયાનંદ' સામે છે ને, એ તો ?

જગન્નાથ (બેદરકારીથી)

હોય, કોઇની સામે તો કોઇ બીજાની તરફેણમાં પણ હોય.

લવંગી

બીજો વળી કોણ ?

જગન્નાથ

મહાગુરુ - પેરુભટ્ટસુત પંડિતરાજરાજિતિલક જગન્નાથરાય. એમનાજ રચેલા શ્લોકો દૃષ્ટાંત લેખે અપાવાના છે—કાંતો આગળની કૃતિઓમાંથી, નહીં તો નવા રચીનેઃ જેવો અલંકાર.

લવંગી

તોબાહ તમારાથી તો. તમારે આત્મસ્તુતિ કરવી છે, પરનિંદા કરવી છે ને પાછું—

જગન્નાથ

શ-શ-શ. પરનિંદા નહીં, પરસિદ્ધાંતોનું—પારકાના અપસિદ્ધાંતોનું ખંડન.

લવંગી

એ જે કહો તે. આઝો ફેર નથી પડતો. પણ હું એમ પુછું, પંડિતરાજ, કે તમને જો

ખંડન કરવામાં રસ પડ્યાં કરે છે, તો પછી લડતોથી વળી કાયર શાના થાઓ છો? શક્તિ વેડફાય ને, એવું શાંદ કહો છો! અને તો એ બધો વદતોવ્યાઘાત લાગે છે. કૈં સમજાતું નથી.

**જગન્નાથ** (માર્મિક સ્મિત કરતાં)

ન જ સમજાય. ઓની મતિ પાનીએ.

[લવંગીનાં ભવાં સહેજ સંકોચાય છે, બત્રીસી સજ્જડ ભીડાય છે, પણ એ કૈં બોલતી નથી. જગન્નાથ મોં મલકાવી સંભાષણ ચાલુ રાખે છે.]

પણ આ વાતમાં સૂક્ષ્મ વિવેક કરવાની જરુર છે. અને તે એવી રીતે કે, તે કલ્પી લીધું છે તેમ હું કૈં યુદ્ધની મજા ખાતર વાગ્યુદ્ધોમાં ઉતરતો નથી. ન છુટકેજ, ધર્મને ખાતર, જ્યારે મને અગત્ય જણાય ત્યારે ખંડન કે આક્રમણનો માર્ગ લઉં છું—જીવનમાં અને સાહિત્યમાં પણ.

**લવંગી**

બરાબર. પણ તો પછી એ વાતનો ખરખરો શો? લડ્યા વિના રહેવાતું નથી, ચાલે તેમ નથી, તો શાંતિની આવડી ઝંખના શી?

**જગન્નાથ**

એ તો સમસ્ત જીવનજ એવું છે ને, લવંગી! સંસારના ભેદોને ગાળી નાંખીને તેમાંથી અભેદ પામવા આપણે ચાહીએ છીએ. અને એ ચાહના ખરી થાય ત્યાર પહેલાં કેટલાય ક્લેશમાં થઈને માર્ગ કરવાનો હોય છે. સંસાર ને જીવનનો એ તો મહાસિદ્ધાંત. પણ મને કોઈ કોઈ વાર એમ થાય છે કે સામાન્ય સંસારીઓ કરતાં કોઈ જુદી રીતે શું કવિને ઇષ્ટપ્રાપ્તિ ન થઈ શકે? બ્રહ્મનિષ્ઠ તો કોણ થયું છે ને કોણ થશે? એ વાત જવા દઈએ. પણ અભેદમાર્ગના પ્રવાસી તો માનવી માત્ર છે. એ પ્રવાસ ઉગ્ર તપશ્ચર્યા માગી લે છે એ પણ ખરું. પરંતુ કવિને પોતાના આંતરજીવનમાંજ એવાં તપ ને એવી સાધના ક્યાં ઓછી કરવાની છે કે તેણે બાહ્ય જીવનની વિષમતા પણ વહોરી લેવી પડે? પ્રતિસ્પર્ધીઓ ને વિરોધીઓ સામે કે પ્રતિકૂળ મનનાં માણસો સામે ટંટામાં ઉતરવું પડે! ઘણા આંતરકલહ પછી—કહો કે કોઈ વાર તો યાતનાઓ પછી પણ—તેના સર્જનની જે ધન્ય ક્ષણ આવે છે, તેની દિવ્ય તૃપ્તિ, તેનો આહ્લાદ, તેનું સંતર્પણ, તેની અગાધ શાંતિ રસાત્માના આત્મસાક્ષાત્કાર કાજે શી ઉણી છે કે બીજા ત્રીજા બહારના વાદવિવાદોના કલહ અને ક્ષણિક પણ પ્રબળ યાતનાઓ દ્વારા શાંતિ શોધવાની તેને જરુર હોય? સારામાં સારા પ્રાચીન કવિઓનાં—વાલ્મીકિ અને કાળિદાસ, ભવભૂતિ અને જયદેવનાં—જીવનનો સદ્બોધ પણ એજ છે. એમણે કદીયે વિતંડાવાદને વહાલો કર્યાનું જાણ્યું માં નથી. અને આપણે આદર્શરૂપ તો એમનેજ માનવા જોઈએ ને?

[આ સંભાષણ ઘણું ખરું ગગન પર દૃષ્ટિ માંડીને જગન્નાથ કરે છે. એ પુરું થવા આવે ત્યાં એમની આંખો વીંચાય છે. લવંગીના વદને ગાંભીર્ય છવાયું છે.

[એ પતિના તપ્તપ્રાય લલાટે હાથ ફેરવતી થોડી વાર મૌન ધારી બેસી રહે છે. પછી જગન્નાથના સંદેહાતુર નયન ઉઘડે છે એટલે—]

લવંગી

ખોટું ન લગાડશો, નાથ; પણ એક વાત પૂછું ?

જગન્નાથ

પૂછને.

લવંગી

તમે કહ્યું એ નિરૂપણ નિરૂપણ તરીકે બહુ સરસ છે. સાચું છે એમ પણ કહેવાય. પણ એ સંપૂર્ણ છે ખરૂં ? એકતરફી નથી ?

જગન્નાથ

કેવી રીતે ?

લવંગી

તમેજ વિચારોને. તમે કહો છો એવો કવિ એટલે તો કાવ્યોત્પાદક યંત્રજ. એથી વધુ કશું નહીં. પ્રેરણાની ચાવી ફરે એટલે તેના હૈયામાંથી ખળખળ કાવ્ય વહે, ને ચાવી બંધ થાય એટલે એ પાછો નિશ્ચેતન બને. એ જીવતો છે એમ જણાય તે એની સર્જનની ક્ષણ પહોંચે ત્યાં લગીજ: ત્યાર પહેલાં કે પછી તેને ન હોય લાગણી, કે નહીં વિચાર; નહીં કલ્પના, હરખશોક કે રાગદ્વેષ.

જગન્નાથ (ફીકકું હસીને)

એમ તો કેમ બને ?

લવંગી

ન કેમ બને ? તમે એની બાપડાની માણસાઈનેજ મૂળમાંથી છેદતા લાગો છો. એમ ન હોય, તો કવિ તરીકે જે આટલો સુકુમાર અને સુંવાળા દીસતો છે, સૂક્ષ્મમાં સૂક્ષ્મ રસિકતા ભોગવવાનો જે ત્રિલોકમાં એકલોજ અધિકારી છે, તે માણસ તરીકે સંસારના વહેવારોમાં પત્થર જેવો જડ રહે, ગમે તેવા નીચોએ કરેલ અપમાનોને મુંગે મોંએ ગળી જાય, ગમે તેવાનાં ચઢાવેલ આળોને જાણે તે વસ્ત્ર પરની ધૂળ હોય તેમ ખંખેરી નાંખે, ન તો સત્યધર્મને ખાતર પોતાનો સાદ કાઢે, અને ન તો ટેક જાળવવા ખાતર ઉગ્ર કલેશને પણ મીઠી શાંતિ માને,—એ બધું સંભવેજ શી રીતે ?

જગન્નાથ (પળેક રહીને)

પણ તું આલેખે છે એ તો નબળા મનનો કવિ. અને મેં કહ્યા તે જુનાં મહાકવિઓનું શું ? એમને કલહ ને વિવાદ ગમતાં કે શુદ્ધ સર્જન ?

લવંગી

એમાં બે વાત છે. પણ નબળા મન માટે પહેલાં કહી લઉં. તમે જેને મજબુત કહેતા હશો તેનું મન ચિન્તનપ્રધાન પ્રજનનાયકનું હોય, કે કોઇ વિરલ ધીરહૃદયનું હોય. બાકી તો

કવિ એટલેજ આળાઈ,—ધન્ય અને ઉત્કટ, કલ્યાણુપરિણામી નબળાઈ—એને જો નબળાઈ કહેવીજ હોય તો. પણ એ છે તો એની સૌથી પ્રબળ શક્તિ. એ શક્તિ એક તરફ કવિ અને કલાકારને સંસાર અને સમગ્ર વિશ્વનાં ઉંડામાં ઉંડા રહસ્યો પ્રીછવા પ્રેરે છે, તો બીજી તરફ સંસારીઓની સ્વાર્થપરાયણુના અને બહુરૂપી નીચતાથી દઝાડે છે

જગન્નાથ (સકટાક્ષ સ્મિતથી)

ત્યારે તો પ્રત્યેક કવિએ બસ બંડખોરજ બનવું; સંસાર પર જરાકે દાઝ ચડતાં તેને નારાજ કરવાની પ્રતિજ્ઞા લઈને તેનો અમલ કરવા કુદી પડવું.

લવંગી (સહેજ મોં મરડી)

તમારે હસવું હોય તો હસો પણ તમારા કટાક્ષનો યે જવાબ નથી એમ નહીં. એક-એક કવિ બંડખોર થઈને હૈયાહોળીમાં જીવન વીતાવતો નથી તેનું કારણ એટલુંજ કે સૌના સંજોગો સરખા નથી હોતા. મેં કહ્યો તે કવિસ્વભાવ પણ સર્વ કવિજીવોમાં એક-સરખી તીવ્રતાથી નથી વિલસતો. અને મહા કવિ વિશે તમે પૂછતાં'તા, તેને માટે તો બેમાંથી એક રીતે બન્યું હોય: કાં તો એમને સર્વને અનુકૂળ સંજોગો સાંપડયા હોય, એટલે અસાધારણ કશ્મકશ સહેવાનો વારોજ એમને ન આવ્યો હોય; અથવા તો, એમનાં જીવન વિશેની જે ઘણીખરી પ્રમાણભૂત વિગતો કાળનાં પડમાં દટાઈ ગઈ છે, તેમાં પણ તેમનાં જીવનની પ્રભુ જાણે કેટલીય કરુણ કથાઓ લુપ્ત થઈ હોય.

જગન્નાથ

એકંદરે તારું કહેવુ ખરુ લાગે છે.

[આમ કહેતાં તે લવંગીના ખોળામાથી બેઠા થાય છે, એટલે એ તેમનાં વસ્ત્રને વળગેલ કચરોકરતર હળવે હાથે ખખેરે છે.]

અને મને વધારે ગમતા તો એટલા સારુ બને છે કે હું હવે ઉમાનાથ શાસ્ત્રીને બરાબર જવાબ દઈ શકીશ. એ કાલ કે પરમ આવવાના છે. અમે છેલ્લા મળ્યા ત્યારે, પોતાની તેજીલી ને ચટકદાર શૈલીમાં એ મારી પાસે એક લાંબું પ્રવચન કરી ગએલા. અને તે આજ સંત પર કે કવિએ તો સર્જનમાંજ મશગુલ રહેવું જોઇએ, તેણે કરી—

લવંગી (સાશ્ચર્ય)

*ઓ હો! ત્યારે તો એમનાં આંજણે અંજાઈને તમે આજે આ વાદ આદરેલો, કેમ!*

જગન્નાથ (મસ્તીભરી આંખે)

એનું હતું તે આંજણુ કર્યું તો કેમ જાણ્યું કે તારું છે એ કામણ નહીં નીવડે!

લવંગી (કૃત્રિમ બેદરકારીથી)

એ તો જેવા તમારા સંસ્કાર. બાકી અમે થોડાંજ તમને વશ કરવા આવ્યાં'તાં? તમે ગમે તેમ તર્કો દોડાવ્યા, ત્યારે વગર ન ચાલ્યું ને આ થોડાં ડહાપણનાં મોતી વેરી નાંખ્યાં

જગન્નાથ (હસતાં)

જરુર જરુર! જગતમાં તું સરખો કોઈ વેરનાર નહીં ને હું સરખો કોઈ ઝીલનાર

નહીં, ખરુંને ? (ગંભીર થઈ) પણ મને એમ થાય છે, લવંગી, કે કોઈ દહાડો તું નહીં હો, અને સંસારમાં—

લવંગી (ઉભી થતી)

'કોઇ દહાડો' શું વળી ? તમે તો હમણાંથીજ મને મરેલી નથી કલ્પી ! આજેજ સવારે કહેતાંતા કે શૃંગારવિલાસ પુરો થાય એટલે તને સદ્‌ગત થએલી માની લઈને કરુણ-વિલાસ શરુ કરવો છે ?

જગન્નાથ (હાસ્ય રોકવાનો પ્રયત્ન કરીને)

પણ એ તો ઉલટું સારું ને ? એક વાર કલ્પના બળે વિયોગ થઈ ગયો હોય, તો ખરા વિયોગ વખતે એટલું વસમું ઓછું લાગે. ખરું કે નહીં ?

લવંગી ( કટાક્ષથી )

હા હા ખરું. તદ્દન ખરું.

[હવે જગન્નાથ પણ ઉભા થાય છે, સ્થિરતાથી એકી ટશે થોડીવાર ગંગાપ્રવાહને નીરખી રહે છે. થોડી પળો પછી—]

જગન્નાથ

હે લવંગી, એક શ્લોક તો રચાયો પણ ખરો. સંભળાવું ?

લવંગી (આડો હાથ ધરી)

ના......હજી હું જીવતી છું.

જગન્નાથ

અરે ઘેલી ! જીવતી છે, પણ આ તો તને અમર કરશેઃ

काव्यात्मना मनसि पर्यणमन्पुरा मे
पीयूषसारसरसास्तव ये विलासाः ।
तानन्तरेण रमणी रमणीयशीले
चेतोहरा सुकविता भविता कथं नः ॥ २ ॥

લવંગી

આ પણ ઠીક ! બહાનું ત્યારે મને અમર કરવાનું, ને શોક તો એનો થાય છે કે કવિતા મારા વિના નહીં રચાય. કેટલા સ્વાર્થી છો !

[ જવાબમાં જગન્નાથ તેને પ્રગાઢ આલિંગન દે છે. બંને ઉરે રસભરતી અનુભવતાં શહેર તરફ પગલાં ભરે છે. ]

---

૨. પૂર્વે થયા મમ મને દઢ કાવ્ય રૂપે
પીયૂષના રસ સમા તુજ જે વિલાસો
તેના વિના મમ, મનોહર શીલ વાળી !
ક્યાંથી થશે સુકવિતા ખમ ચિત્તહારી ?

# સુરભિ

જેને ઘડતાં વધેલી રજમાંથી રવિ ઉપન્યો તે પુરુષ કેવો હશે તે કલ્પવાની જેનામાં શક્તિ હશે તે પણ સમજી શકશે કે દુનીયામાં જેટલા સ્ટવ હોય તેટલા સામટા સળગાવ્યા હોય, અત્યાર સુધીમાં જેટલો દારૂગોળો બન્યો હોય તેને સામટો બાળી નાંખ્યો હોય, લંડનની મોટી આગ, સુરતની મોટી આગ, એવી દુનીયાભરમાં લાગેલી મોટી આગોની ગરમી ભેગી કરી હોય તેના કરતાં પણ નળરાજાનું તેજ અને ગરમી વિશેષ હતાં. અને એને ઘડતાં ઘડતાં બ્રહ્માજીના હાથ પર ચાંદા પડી ગયા હતા તે બ્રહ્માજી પ્રેમાનંદને બતાવી ગયા હતા.

નળરાજાએ તો એમનો પરચો ગર્ભમાંથીજ બતાવવા માંડ્યો. સૂર્ય કરતાં પણ વધારે દીપ્તિમાન પુત્રને જન્મ આપનાર માતા તરીકેની કીર્તિ બાટવી હોય તો ભોગવવું પણ પડે. નળરાજાની માતા તો બિચારાં બળુંબળું થઈ જવા લાગ્યાં પહેલાં પહેલાં તો માથેરાન, નિલગિરિ, ઉત્તાકામંડ, દાર્જીલીંગ, જેવી શીતળ ટેકરીઓ પર હવાફેર કરી આવ્યાં. કેટલાક ગોરાઓ એવેરેસ્ટ પર ચઢે છે તેમ પણ ચઢી આવ્યાં. પણ નળરાજા જેવો તેજસ્વી પુત્ર ગર્ભમાં એટલે એમને કંઇ ચેન પડયું નહિ. પછી તો એમણે ઘેર આવી બરફની અંદર સોડાલેમનને ઠંડી કરવામાં આવે છે તે પ્રમાણે બરફના ચોસલામાં બેસી રહેવા માંડયું. સારોયે દિવસ મેથીપાક, ગુંદરપાક ખાયાં કરે, તુકમરીઓ પીએ, ભાંગ પીએ, આઇસક્રીમ ખાયાં કરે, બરફપાણી પીયાં કરે, આમ આમ કરતાં દશ માસ નીકળી ગયા. એમને માટે તો દશ આઇસ ફેક્ટરી વીરસેન રાજાએ ખોલાવી હતી, અને એ બધી એમના મહેલની આસપાસજ બાંધેલી હતી. તેમાં જઇને ફેક્ટરીના મેનેજરની વહુઓ સાથે વારાફરતી વાતો કર્યા કરતાં.

અને નળરાજાનો જન્મ થયો ત્યાં તો "ઓ સગળી ચાવલા" "ઓ બળી આપલા." "બફાઇ ગયા," "તળાઈ ગયા," "પીગળી ગયા" કરતાં લોકો અડકેડું પાતળું વસ્ત્ર પહેરી આઇસક્રીમવાળાને ત્યાં દોડવા લાગ્યા. પ્રલયકાળ આવ્યો કે બાર સૂર્ય સામટા પ્રકાશવા માંડયા તે કોઈને સમજાયું પડી નહિ. કોઈને લાગ્યું કે દેવકોપ થયો. દરેક જણ આઇસક્રીમવાળાને ત્યાં, કુલફીવાળાને ત્યાં અને આઇસ ફેક્ટરીમાં દોડયું. રૂપીએ રૂપીએ આઇસક્રીમની પ્લેટ તે દિવસે ઉપડી ગઈ. નળ પણ તે દિવસોમાં નહિ અને કુવામાંથી પાણી ખેંચવાનાં તે લોકોને બહુ વસમું લાગ્યું. કેટલાકે કુવા ટાંકામાં ભૂસકા માર્યા. ત્યાં તો બધાને ખબર પડી કે રાણીને સૂર્ય કરતાં પણ વધારે તેજસ્વી પુત્ર અવતર્યો છે અને તેણે આ બધો ઉકળાટ ફેલાવ્યો છે. બધાંયે જાણ્યું કે આ કુંવર સાથે તો હવે જન્મારાનાં ભેલાં બંધાયાં માટે પાણીના નળ હોય તો વધારે સારું. તેથી "રાજા, નળ." "રાજા, નળ" એમ નળની માંગણી કરતાં, આઇસના ગાડામાં બેસીને ધાડાબંધ રાજ્યદ્વારે ઉલટયા. રાજાના મનને કે આ બધા મારા દીકરાને "નળ" "નળ" કહીને રમાડવા આવ્યા તેથી એણે બાળકુમારનું નામ નળરાજા રાખ્યું. પ્રેમાનંદે આ આખો વૃત્તાંત નથી આપ્યો. માત્ર ટુંકામાંજ પતાવી દીધું છે કે:—

"અનલ પ્રગટયો સર્વને માટે નળ ધરાવ્યું નામ."

તે દિવસથી લોકોના ભોગ લાગ્યા. સ્વદેશીનો પ્રચાર કરવાને ગમે તેટલો ખાદી પહેરવાનો પ્રયત્ન કરે પણ પહેરાયજ નહિ, વાયલ કે મલમલજ પહેરી શકાય. નળરાજાના મહેલ આગળથી જવું હોય તો બરફના ગાડામાં ભરાઇને કે માથા પર કુલફીના ટોપલા મૂકીનેજ જઈ

ઝંડાપે. નળરાજાના મહેલ તરફ નજર સરખી કરવી હોય તોપણ દોઢ ઇંચ જાડા ચંડા ચશ્મા પહેરવા પડે. શિયાળામાં ૧૦૦૦° તો ગરમી રહે. અને ઉનાળામાં તો વાતજ ન કરવાની. પ્રજામાંથી પ્રોચ્ચોસો ટકા તો આાધસકીમવાળા અને કુલફીવાળા બની ગયા.

વીરસેન રાજાને સીગારેટ પીવી હોય તો નાના છોકરાઓ વાંસમાં ફાટ કરી, તેમાં ફટાકો ભેરવી દીવેથી સળગાવી તેને ફોડે છે તે પ્રમાણે દિવાસળીનો ખર્ચ બચાવવાને ખાતર એક વાંસમાં સીગારેટ ભેરવી તેને બાળકુમારની પીઠે કે શરીરે લગાડતા કે સીગારેટ સળગી જતી. વીરસેન રાજાનો રસોઇયો બહુ ખાંધો હતો. નળરાજા જન્મ્યા પછી રાંધવાની એ તસદીજ ન લેતો. નળરાજાને રમાડવાને મસે લઈ આવે અને પછી દાળભાતના પતેલાને નળરાજાનો હાથ લગાડે કે દાળભાત એની મેળે પાંચ સેકન્ડમાં થઈ જતાં. અને નળરાજાના મોસાળનો એક સગો નળરાજાને રમાડવા આવ્યો અને ઉમળકાથી એક ચુંબન કરવા ગયો ત્યારે તેના હોઠ પર એવા ડહામ પડ્યા કે એક વર્ષે મટ્યા

નળરાજાને જન્મ આપ્યા પછી નળરાજાની માતાનું શું થયું તે વિશે પ્રેમાનંદ કંઇજ કહેતો નથી. પણ નળને મોટો કરતાં સુધીમાં તો એના બાપ અને કાકા એવા સુકા પાંદડા જેવા થઈ ગયા કે નળ જરા મોટો થતાં એને રાજ્યાસન વળગાડી નાસી છૂટ્યા.

> " નળને આપી રાજ્યાસંન, પિતા કાકો બન્યો ગયા વંન

પછી નળરાજાએ ધર્મરાજ્ય ચલાવવા માંડ્યું:

> " ધર્મઆણ રાજાની ફરે.........
> પ્રજા સૂએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર "

ચોર પણ બિચારો ચોરી ક્યાંથી કરે ? ચોરી કરે તેને નળરાજા એકજ શિક્ષા કરતા. તેને ખોચી પર એક સમસમાવી દેતા. અને ખોચી પર હાથ લાગતાં તો ચોર રાખનો ઢગલો થઇને પડતો. આથી બધા ચોરો ચેદ ખાઈ ગયા અને સાહુકાર બનીને બેઠા.

આમથી નળરાજાએ પુણ્યદાન પણ ખૂબ કરવા માંડ્યું.

> " નળે લીધો એટલો નેમ, માંગ્યું દાન આપે કરી પ્રેમ
> જો આવે મસ્તક માંગનાર, તો આપતાં ન લગાડે વાર "

નળરાજાએ માંગ્યું દાન આપવાનો નિયમ લીધો હતો. નળરાજાના તેજથી અને તાપથી લોકો એટલાં સસડી ગયા હતા કે કોઈ વીર બચ્ચો ડોકું માંગવાને પણ નીકળી પડયો હોત. પણ નળરાજાએ છરકત્તાની એક બારી રાખી હતી. મયુરધ્વજ અને સગાળશાની પેઠે પોતાનું કે પોતાના પુત્રનું ડોકું પોતાના કે પોતાના સ્નેહીઓના હાથે કપાવી આપવાનું નળરાજાએ માથે ન્હોતું લીધું. એમણે સરત કરી હતી કે જેને ડોકું જોઇતું હોય તે જાતે આવીને–અધરાતે, મધરાતે જ્યારે ફાવે ત્યારે આવીને–કાપી જાય. પણ એવો કઈ માઇનો પુત હોય કે જાતે બળીને રાખ થઈ ગયા પહેલાં નળરાજાનું ડોકું કાપી જઈ શકે ?

નળરાજાના કાકાના છોકરા પુષ્કરે બાપ–કાકાના વન સિધાવ્યા પછી નળરાજાનો તાપ થોડો વખત સુધી માંડમાંડ સહન કર્યો. પછી તો નળરાજાના સાન્નિધ્યથી એવો કંટાળી ગયો

કે એને રાજમહેલના વૈભવ પર પણ વૈરાગ આવ્યો ને વનમાં નાસી ગયો.

"એવું જાણી મન આણી વૈરાગ, ગયો વ'ન ઘર કીધું ત્યાગ.
નળનો વાર્યો તે નવ વર્યો, દારૂણ વનમાં પોતે પળ્યો."

અને વનમાં જઇને પણ પંચાગ્નિ જેવાં કષ્ટ આદરવાને બદલે એણે તો ઊલટા શીતોપચારજ કરવા માંડ્યા, કારણ કે વનમાં પણ એ બળી જતો હતો.

"જઈને સેવ્યું પર્વતશૃંગ, તળે વહે છે નિર્મળ ગંગ,
શલ્યાનું કીધું આસન, પાંદડાનું કીધું છત્ર રાજન."
"આ કથા એટલેથી રહી, નળરાજા શું કરતો તહીં ?"

નળરાજાએ પણ હવે યૌવનપ્રદેશમાં પ્રવેશ કર્યો હતો. પણ એના તેજનો અને તાપનો એવો સંતાપ હતો કે એને લાયક વહુજ મળતી નહિ. નળરાજા સમજુ માણસ હતો. સાઠ વર્ષે કોઈની છોકરીનો ભવ બગાડવા પાંચમી વાર પરણવા નીકળનાર ડોસા જેવો દુષ્ટ, સ્વાર્થી અને મોહાંધ નહોતો. એ જાણતો કે જો કોઈ માંયકાંગલા જેવીને પરણવા જઇશ તો હસ્તમેળાપ થતાંથતાંમાં તો રાખ થઈ જશે અને માંયરામાંથીજ બારોબાર સ્મશાન જવું પડશે. આથી સમજીનેજ માગાં પાછાં વાળતો.

"માગાં મોકલે દેશદેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનું રૂપ
શરીર કુળ માંહે કહાડે ખોડ, કહે ન મળે કો મારી જોડ"

જે રાજા માગું મોકલે તેની કન્યાનું શરીર પોતાના ચીફ-મેડીકલ ઓફિસર પાસે નળરાજા તપાસાવતો, અને પછી જવાબ મોકલતો. "માગું તો મોકલવા તૈયાર થયા છો પણ તમારી છોકરીના શરીરનો તો વિચાર કરો. હસ્તમેળાપ થતાં સુધીમાં તો સાફ થઈ જશે." અથવા તો એના કુળની ખોડ કાઢતો. "તમારા બાપે કસરત કરી નથી, તમારા દાદાએ દંડ બેઠક કર્યાં નથી, તમારા વડવાએ શરીર સુધાર્યાં નથી, તમારા બાપદાદાઓએ લડાઈમાં નામ અમર કર્યાં નથી, તમારી છોકરી મારી જોડ થઈ શકે તેમ નથી."

અને નારદમુનિએ "પટરાણી દિસતાં નથી એ કહોની કારણ શું છે" એમ પૂછ્યું ત્યારે પણ નળરાજાએ આવોજ જવાબ વાળ્યો.

"ઋષિ હું વરું એવી ન મળે, શકે છે કન્યાની ખોટ"

"મારો તાપ એવો છે કે તેને જીરવી શકે એવી કન્યા હોય તોજ પરણું. મને તો દુનીયા ભરમાં મારો તાપ ખમવાની શક્તિવાળી કન્યાનીજ ખોટ લાગે છે."

પણ આ સાંભળી નારદ ઋષિ છંછેડાઇ ગયા, ખમળી ઊઠ્યા. "ઓ નળ, ઓ નળ, તું શું તારા મગજમાં એમ સમજે છે, શું તારા માથામાં એવી તમરી રાખે છે કે તારા જેવું સ્વરૂપ દુનીઆમાં કોઈ સ્ત્રીનું છેજ નહિ.? ભૂપ, અહંકાર મા કર. તને પચાવી જાય એવી પણ છે" પણ પ્રેમાનંદે આ ઘણુંજ ટાઢું બનાવી દીધું છે.

"નારદ ઋષિ તવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ,
તારા સરખું નવ મળે, કો સ્યામાનું સ્વરૂપ"

"એક 'ફવણુરાયની દીકરી' છે, અને 'ફવણુ' એનું ગામ છે. એનું નામ દેતાં એની ઠંડકથી દમ સૂકાઈ જાય છે અથવા તો દમનો રોગ થઈ જાય છે તેથી એનું નામ દમયન્તી પડયું છે. એને પણ ખાસ બ્રહ્માજીએ ઘડી છે"

"સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર
તે તેજનું પ્રજાપતિએ, ઘડયું દમયન્તીનું ગાત્ર
તેમાંથી કંઈ શેષ વધ્યું, ઘડતાં એરો પડિયો
બ્રહ્માએ એકઠું કરીને, તેણે ચંદ્રમા ઘડિયો."

જેને ઘડતાં વધેલા તેજમાંથી ચંદ્રમા બન્યો તે કેટલી શીતળ હશે તેનો તો વિચાર કર. અરે ! તું આટલો તેજવાળો છે તોપણ આઇસક્રીમ બનાવી નાંખશે.

દમયન્તી બરફના ચોસલા જેવી, કવિશ્રી ન્હાનાલાલના જયાજયન્તમાંની હિમગંગા જેવી, ઠંડીગાર હતી. દમયન્તી જન્મી ત્યારે બરફના ચોસલા પડયા, કરા વરસ્યા, પાણીના બરફ થઈ ગયા, કકડીને ટાઢ પડી. કેટલાકને શરદી થઈ ગઈ, કેટલાકને ઉધરસ થઈ ગઈ, કેટલાકને ન્યુમોનીઆ થઈ ગયો, ઘણાને દમ ઉભરી આવ્યો, બધા ચાહની હોટલોમાં દોડયા. ભજીયાં-વાળાની દુકાન પર પેણા ચઢયા, અને ચાહની હોટલોએ એવાં ઉંડો મૂળ નાંખ્યાં કે મહાત્મા-જીની ઝુંબેશ સામે પણ એ ટકી શકી. આ ઓચિંતો દમનો વ્યાધિ ફાટી નીકળ્યો તે જણાવવા માથા પર ચૂડેલોની પેઠે બળતા અંગારાની સગડીઓ મૂકી સૌ રાજા પાસે દોડયા. અને "દમ પ્રકટયો સર્વને" માટે છોકરીનું નામ દમયન્તી પડયું.

અજાશીનાં પોટીસ, રાઇનાં પોટીસ, ટરપીન્ટાઇનનો ઉપયોગ તો તદ્દન સાધારણ થઈ ગયો. શરદી તો એવી વારંવાર થઈ જાય કે અળશી અને રાઇના તો કોથળા ભરી રાખવા પડે અને પોસદોરડા તો ડબ્બેડબ્બા ભરાઈ પરદેશથી આવવા લાગ્યા. દમયન્તીના મહેલ પાસેથી જવું હોય તો માથા પર સગડી મૂકીને અને ત્રણ ચાર સળગતા સ્ટવ પાસે રાખીનેજ જઈ શકાય. ગામમાં આગના બંબા તો હતાજ નહિ. આગની તો ધાસ્તીજ નહોતી. છતાં કોઈ જગાએ છમકલું થતું કે ગામના આઘેના ભાગમાં આગ લાગતી તો દમયન્તી આગમાં ઉભી રહીને દોરડાં કુદતી એટલે આગ તદ્દન શમી જતી, અને સળગતા અંગારા બરફના કકડામાં ફેરવાઈ જતા. કોઈ દાઝયું હોય તો રાખનો મલમ કે ચુનાનું પાણી ને તેલ ચોપડવા કરતાં દમયન્તી પાસે લઈ જતા. દમયન્તી હાથ લગાડતી કે છુમંતર થઈ જતું અને દાઝેલો માણસ હસતો રમતો ઘેર જતો.

"અંગ તણી તો ઉપમા નળ કશીએ ન અપાય."

કેવી રીતે અપાય ! એને જોતાંજ એવી ધુમ્મસ છવાઈ જાય કે કશુંયે સ્પષ્ટ દેખાયજ નહિ. એનાં આંખ, કાન, નાક એકબીજાથી પરખાયજ નહિ. એ તો નારદ ઋષિ મનુષ્યા-તીત હતા તેથી નળને મોઢે એનું વર્ણન કરી શકયા.

"દમયન્તીનો ચોટલો દેખી અતિ સોહાગ,
અભિમાન મૂકી લજ્જા આણી પાતાળ પેઠો નાગ."

જો નાગે માત્ર દમયન્તીનું મ્હોંજ જોયું હોત તોયે ઠરી ગયો હોત તો આ તો એણે ધુપેલની કે કામીનીઆ ઓઇલની શીતળતાથી ઠંડો થયલો ચોટલો જોયો, તેથી એને ન્યુમોનીઆ થઈ ગયો. આ દમયન્તીની પૃથ્વી કરતાં તો પાતાળમાં પણ ઠંડી ઓછી એમ ત્રાડ મારતો મારતો નાગ પાતાળમાં પેસી ગયો.

"નારદ કહે સાંભળ રાજા મીન ને મધુકર
નેત્રભ્રકુટિ દેખીને, જળકમળ કીધાં ઘર"

દમયન્તી જો આટલી બધી ઠંડી ન હોત તો ક્યારનોયે કોઈ ભમરો શકુંતલાના મુખ પર ગણુગણતો હતો તેમ દમયંતીની આસપાસ ગણુગણતો ગણુગણતો આવત અને કોઈ દુષ્યંત રાજાનું કામ થઈ જાત. પણ ભમરાને તો એવી શરદી લાગી ગઈ કે કમળમાં જઈને ભરાઈ ગયો; અને માછલી ટાઢથી ઠરી જઈને પાણીમાં ભરાઈ ગઈ.

"એ કામિનીનો કંઠ સાંભળી કોકિલા થઇ કાળી."

દમયન્તીની શીતળતાની અસર એને જોવાથીજ ન થતી. એનો ઘાંટો સાંભળતાંએ ધ્રુજારી છુટતી અને કમકમાં આવતાં. એક વખત દમયન્તી ગાતી હતી તે દૂરથી એક કોયલ સાંભળી ગઈ. અને એક શબ્દ સાંભળતાંજ એના કાનમાં શરદીના ચસકા નાંખવા લાગ્યા તેમજ ઇન્ફ્લુએન્ઝા થઈ ગયો. કાનમાં એક વર્ષ ટીપાં મૂકાવ્યાં ત્યારે ચસકા મટયા અને બે વર્ષ સુધી તડકામાં પડી રહી ત્યારે શરદી ગઈ, પણ તડકામાં લુ લાગી તેથી કાળી પડી ગઈ.

"દંત દેખી દાડમ ફાટયું, કપોત સંતાડે મ્હોને
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું કોને."

એક વાર દમયંતીની દાસી દાડમ છોલતી હતી પણ એની આંગળીઓ એટલી કોમળ હતી કે દાડમજ ન ભાંગે. આથી દમયંતી ખીજવાઈ ગઈ અને દાંતિયાં કરવા મંડી. અને એનાં દાંતિયાં જોતાની સાથે દાડમ ફાટી ગયું. એક કપોત પક્ષી ઝાડ પર બેઠું હતું તેણે દાડમ ફાટવાનો અવાજ સાંભળ્યો. રખેને દમયંતી એનું મોઢું જોઈ જાય તો એનું જડબું પણ તુટી જાય, એનું મોંઢું ફાટી જાય, એના દાંત તૂટી પડે એ બીકે એણે દમયંતીથી એનું મોંઢું સંતાડી દીધું. "આ દમયંતી મારું જડબું તોડી નાંખે છે. મારું મ્હોં ફાડી નાંખે છે. મારું દુઃખ કોને કહું !" એમ નાદ કરતું અને પોતાનું મ્હોં દમયંતીથી સંતાડતું વનમાં નાસી ગયું.

"હસ્તકમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર."

પહેલાં કમળ તો બાગમાં ઉગતું. એક વાર દમયંતી એના હાથે કમળ તોડવા ગઈ પણ એના હાથની શરદી કમળને લાગી તેથી કમળ લગભગ કરમાઈ ગયું. કમળે જાણ્યું કે આ બરફના ગોસલા કરતાં તો પાણીમાં પણ વધારે ગરમાટો હશે અને પાણીમાં જઈશ તો મને કનડશે નહિ આવે તેથી એણે પાણીમાં ઘર કીધું.

એક વાર દમયંતીના બાપના તાબાના એક ગામમાં પુષ્કળ વરસાદ પડ્યો તેથી સરો-

વરોમાં રેલ આવી અને લોકો ત્રાસીને દોડવા લાગ્યા. રાજાએ દમયંતીને મોકલી આપી. દમયંતીએ માત્ર પોતાનું પેટજ સરોવરને બતાવ્યું. અને પેટ જોતાં વારનેજ સરોવરના પાણીનું બરફ થઈ ગયું અને સરોવર સુકાઈ ગયું.

"ના ભાઈ ના, ના ભાઈ ના, નારદ ઋષિ, મારે નથી પરણવું. હું કુંવારો રહીશ. સ્વામી વિવેકાનંદ જેવો કુંવારો મરીશ. પણ મારે આ દમયંતીને નથી પરણવું. મારા દેશનાં સરોવર સુકાઈ જાય, મારા દેશની પ્રજા હેરાન થઈ જાય, મારા રાજ્યની કોયલો કાળી થઈ જાય, મારા દેશમાં દુકાળ પડે, અરે બધાં કરતાં મારે હશ મણ પાણી રોજ પીવાને જોઈએ છે તે પણ ન મળે તો હું શું કરૂં! મહારાજ! માફ કરો."

પણ પ્રેમાનંદે ટાટુંબોળ બનાવી દીધું છે.

"સરોવર સુકાયું સાંભળી, તરતજ મનમાં રંજ્યા" (ખંચ્યા જોઈએ.)

પણ જેમ નળને લાયક વહુ નહોતી મળતી તેમ દમયંતીની શરદી જીરવી શકે તેવો વર એના બાપ 'કવણરાય'ને જડતો નહોતો. તેથી એણે નારદજીને સારી દલાલી આપવી નક્કી કરી હતી. તેથી નારદજીએ સમજાવ્યું કે કવણરાયના દેશનાં સરોવર જરા sentimental વધારે છે તેથી સુકાઈ ગયાં. બાકી દમયંતી તો દોષરહિતા છે.

"દમયંતી છે દોષરહીતા, એના ગુણની ગાઉં ગીતા"

દમયંતી માત્ર શીતળ છે એટલુંજ નહિ પણ મુક્તાહાર, શીશફુલ, રત્નરાખડી, વગેરે શીતળ આભરણો પહેરે છે. વળી અગરજાના લેપ પણ લગાડે છે. તેથી તારા તાપથી હસ્ત-મેળાપ થતાં રાખ થઈ જવાની દહેશત નહિ રહે. તારે ફાવશે તો વર્ષો સુધી એ તારી સાથે નિર્વિઘ્ને "શેકહેન્ડ" કર્યા કરશે.

આ સાંભળતાં નળરાજાના મનનું સમાધાન થઈ ગયું. "નથી પ્રેમમાં સાર અરે એ નવરાના ધંધા" એ ગાયન નળરાજાએ 'માલવપતિ' નાટક ફ્રી પાસમાં જોઈ આવીને સાંભળ્યું હતું છતાં એણે પ્રેમમાં ભુસકો માર્યો. અને જીવનભર જે જીવન-સખીની વાટ જોઈ રહ્યો હતો તે મળી જાણી એકદમ દમયંતી સાથે પ્રેમમાં પડી ગયો. પછી

"અનંગ અનળ તે નળને પ્રગટચો, વન ગયો વન્હિ સમાવવા."

મૂળમાં તો બ્રહ્માજીએ નળરાજામાં ગડબીગડબીને વહ્નિ ભર્યો હતો તેમાં વળી એ ભાઈ સાહેબ શૃંગારે ચડ્યા તેથી એને બીક લાગી કે આ બેવડા તાપથી એ પોતે બળી જશે-કાંતો આખું ગામ સળગી ઉઠશે, તેથી એ વનમાં ગયો. કારણ કે આખું વન બળી જાય તેમાં એને શું ન્હાવા નીચોવવાનું હતું?

વનમાં જઈને નળરાજાએ "લઘુલાઘવીથી" પખીનો પગ ઝાલ્યો અને હંસને પકડી આણ્યો. કોઈને સંદેહ થશે કે કુલ્ફી-મલાઈની એક પ્લેટ પણ ખાધા વિના હંસ નળરાજાનો આ બેવડો તાપ કેમ સહન કરી શક્યો? તેના જવાબમાં કહેવાનું કે હંસનો અમૃત અને મોતીનો ચારો હોવાથી એને શીત વ્યાપીજ ગયલાં હતાં તેથી એને નળરાજાનો તાપ સમૂળગો લાગ્યોજ નહિ.

નળરાજા પણ હવે પ્રેમથી પરવશ થઈ ગયા હતા. એમણે હંસને સમજાવી પટાવીને દમયંતી પાસે મોકલ્યો. હંસે નળરાજના અત્યંત વખાણ કર્યા. પણ જ્યારે દમયંતીએ હંસને મોઢે નળરાજાની ઉત્પત્તિની વાત સાંભળી ત્યારે એને લાગ્યું કે મારી શરદીથી ઠુઠવાઈ ન જાય તેવો કોઈ વીર મળ્યો ખરો. તેને લાયક વર મળ્યો તેથી એ ખુશ થઈ ગઈ કારણ કે એને બીક લાગવા માંડી હતી કે કદાચ એને મીરાંબાઈ થવું પડશે. એ તો એકદમ નળને મનથી વરી ચુકી અને નળને સંબોધીને ગાવા લાગી.

"થઈ પ્રેમ વશ પાતળીઆ, મારા મનના માલીક મળીઆરે,–થઇ"

પણ પ્રેમાનંદે આખ્યાન નાટકી થઈ જાય તે બીકે ગાયન છોડી દીધું છે.

હંસ પણ ઉસ્તાદ હતો. દમયંતી નળરાજાને પરણે અને પછી પોતાના માથા પર દેવ ઓરાઢે તેથી નળરાજાની ઉષ્ણતા એણે ફરીફરીને દમયંતી પર ઠસાવી.

"અનલ પ્રગટયો સર્વને માટે નળ ધરાવ્યું નામ.
જપવ્રત જેણે કર્યા હશે સેવ્યો હિમ પર્વત
તે નારી નળને પરણશે, જેણે કાશીએ મૂકાવ્યું કરવત"

નળ એટલો ગરમીથી ધગધગે છે કે જો કોઈ સ્ત્રીનાં હાડકાં હિમાલયના બરફથી Saturated થઈ ગયા હશે તોજ નળરાજાની ગરમી ખમી શકશે. તારે પરણવું હોય તો પુરતો વિચાર કરીને પરણજે. પછી મને ગાળ ન દેતી."

દાન કરતો હોય તેમ નળરાજા સાથે સંબંધ કરાવી આપવાનું હંસે દમયંતીને વચન આપ્યું અને દેવ અને નળરાજા વચ્ચેનો ભેદ સમજાવી નળરાજા પાસે ઊડી ગયો.

નળ રાજાની ગરમીથી સ્વયંવર-મંડપની જમીન એવી તપી ગઈ હશે કે અમૃતપાનથી ટેવાઈ ગયલા દેવોના ટાંટીયા તો અદ્ધર પેરીયાં રમતાં હશે અને આંખ તો ગરમીથી એવી અંજાઈ ગઈ હશે કે ડોળા ફાટી જશે અને પલકારા બંધ થઈ જશે.

હંસ પાછો ફર્યો. દમયંતીની પત્રિકા નળને મળી. સ્વયંવર રચાયો. નળ સ્વયંવરમાં આવ્યો. અને સ્વયંવરમા પેઠો કે

"ભાગ્યા ભૂપ સરવના નાક ઓ નળ આવ્યો રે"

નળરાજાના તાપની અસર બીજા રાજાના નાક પર એવી થઈ કે રહેણ પીગળી જાય તેમ એમનાં નાક ચોકઠામાંથી છુટાં પડી ગયાં.

નાક ગુમાવીને બેઠા હતા ત્યાં દમયંતી— બરફનો ચોસલો—ત્યાં આવી. અને રાજાઓ,

"કામથી ડગિઆ, સ્વાર્થ રગીઆ, સામી મીટે સાંધિયા
કો આડા ઉતરે, ખુંખારા કરે, ભામિનિ નીચું ભાળે રે
કો આસને પડ્યા, લડથડયાં, શકે આવી લીધાં કાળે રે"

નળના તાપથી સુંવાળી મખમલની ગાદીઓ તપી ગઈ હતી. તેના પર વચ્ચે અદ્ધર બેસતા, વચ્ચે બેસતા એમ મહાપ્રયત્ને રાજાઓ આસનને વળગી રહ્યા હતા. ત્યાં તો દમયંતી

ત્યાં આવી. શરદીનો ચરકો નાંખતાં કેટલાક આસન પરથી ડગી પડયા, કેટલાક આડા પડી ગયા, કેટલાકના સાંધા રહી ગયા, કેટલાકને છાતીએ શરદી લાગી તેથી ઉધરસ ખાવા મંડયા, અને આ નિર્દોષ રાજાઓના દુઃખનું કારણ પોતે થઈને શરમથી દમયંતીએ નીચું જોયું. કેટલાક રાજાઓ આસન પરથી પડયા, કેટલાક લડથડયા, અને કેટલાકને એમ લાગ્યું કે કાળ આવ્યો.

સ્વયંવર થઈ ગયો. દમયંતી નળરાજાને પરણી; અને જાંદરણીઓએ યથાર્થ ગાયું કે.

"વહેવણુ સરખે તે સરખી જોડ મળી.
જેવા ઇશ્વર ને પારવતીના હાથ મળ્યા,
તેવા જીયા વરને નવી વહુના હાથ મળ્યા,
જેવા ઈશ્વર ને પારવતીના હાથ મળ્યા,
તેવા નલુભાઇ ને દમયંતી વહુના હાથ મળ્યા."

દમયંતીને પરણી નળરાજા પોતાને ગામ આવ્યા. પણ આથી પ્રજાને બહુ ત્રાસ થયો. વહુકણી વહુએ છોકરો જણ્યો. એક તો નળરાજાના ધગધગતા તેજથી બફાઈ જતા હતા તેમાં વળી આ થથરાવી મૂકે તેવી દમયંતી આવી. તેમાં વળી બે છોકરાં થયાં અને માબાપના વારસાવાળા આ પુત્રો અને મા બાપ એ ચારે મળી પ્રજાને ત્રાહિ ત્રાહિ પોકરાવી.

આથીજ પ્રજાએ પુષ્કરને ચઢાવ્યો. નળરાજા સાથે જુગટું રમાડયો અને નળને રાજમાંથી વનવાસ અપાવ્યો, અને પોતાને જે ખમવું પડયું હતું તેનો બદલો નળદમયન્તી પાસે લીધો.

"દ્વાર અડકાવે નળને દેખી જે પોતાના લોક
તરશી દમયંતી પાણી ન પામી, કંઠે પડીઆ શોષ"

નળ અને દમયંતી પર બ્રહ્માજીએ કરેલી ખાસ મહેરબાની માટે ભલે નારદે અને હંસે તેમને ભાગ્યશાળી ગણ્યા હોય પણ સત્ય હકીકત તો એ છે કે એ એમની મહેરબાનીને ખાતરજ—નળના તેજને લીધે, દમયંતીના શીતળતાને લીધે—તેમને ભોગવવું પડયું. જ્યાં સુધી નળરાજામાં વધારે પડતું તેજ રહ્યું, જ્યાં સુધી દમયંતીમાં શીતળતા રહી ત્યાં સુધી બંને દુઃખી થયાં.

પણ નળરાજાને કર્કોટક નાગ કરડયો અને બાહુક રૂપ થઈ ગયું ત્યારે તેની અડધી ગરમી કપાઈ ગઈ. બાકીની ગરમી એના શરીરમાં ભરાઈ બેઠેલા કલિની હતી. ઋતુપર્ણ પાસે અશ્વવિદ્યા શીખ્યા પછી માથા પર સગડીવાળો અને અગ્નિની જ્વાળા ચોમેર ઉડાડતો કલિ નળરાજાના દીલમાંથી નીકળી ગયો ત્યારે નળ આપણા જેવો થઈ ગયો.

"બીજી વિદ્યાને પ્રતાપે દેહમાંથી નીસર્યો કળી.
..................................................
કરમાં કાતી આંખ રાતી, મુખે રુધિરના ઓગરાળા
ભર્યો રીસે, સગડી શીશે, ઉડે અગ્નિની જ્વાળા."

તેજ પ્રમાણે જ્યારે દમયંતીએ પારધિને શ્રાપ દીધો ત્યારે એ લાલચોળ થઈ ગઈ. એના

શરીરમાં ગરમી વ્યાપી ગઈ, પોતાના ફદમાત્રથી કોયલના કાનમા ચરકા નંખાવનારી દમયંતીના વચનમાત્રથી પારધિને પગના નખથી અગ્નિ લાગ્યો.

"સત્ય બળે હઉં છોં શાપ, ભસ્મ થજો વ્યાધિનું આપ
વચન નીસર્યું મહિલાના મુખથી, અગ્નિ લાગ્યો પગના નખથી."

અર્ધી શરદી નીકળી જતાં જે આશ્વાસેશ લાગી ને પરથી દમયતી સમજી ગઈ હતી કે અલ્લાજીએ મહેરબાની કરવા જતાં ધમમાણ ઘાલ્યું હતું. એ બીજો શાપ દેવાની વાટજ જોઇને બેઠી હતી. હાર ચોરવાનો આરોપ આવતાં એ તપી ગઈ. અને

"બાઇ હાર તમારો રે જડજો, લેનારો તેઃ ફાટીને પડજો
એવું કહેતામાં કળીજુગ નાઠો, ત્યારે ટડાક ટોડલો ફાટયો."

કહેતા કહેતામાં એનો ગરમીથી ટોડલો ફાટી ગયો. અને દમયતી આપણા જેવી બની ગઈ.

નળ અને દમયતી એમના કહેવાના સદ્ભાગ્યથી જ્યારે વંચિત થયાં, ત્યારે માણુસ જેવા માણુસ બન્યા, ત્યારેજ દર્યા. બંને મળ્યા. નળરાજા માછલાવાળી વાત ભૂલી ગયો. દમયંતી નળ વનમા છોડીને ચાલ્યો ગયો હતો તે ભૂલી ગઈ પ્રજા પણ હવે આઇસક્રીમ, કુલફી વગેરેના ખર્ચમાંથી છુટી. તેથી નળરાજા પર એણે પાછી મહેરબાની કરી, અને છેવટે નળ-દમયન્તીએ ખાધું પીધું ને રાજ કીધું.

પણ પેલા કુલફીવાળાએ અને હોટલવાળાએ તે બિચારા કાં જાય! પડી ટેવ તે તો ટળે કેમ ટાળી! એ ધંધો કરનારા તદ્દન નજ કપડી ગયા. મહાત્માજીએ ઝુંબેશ કર્યા છતાં આજે ઠેર ઠેર હોટેલો નજરે પડે છે અને આજ પણ મુંબઈના રસ્તાઓ પર અને ચોપાટી પર નળરાજાના કુલફીવાળાના વંશજો 'કુલ્ફી–મલાઇ' ની બૂમો મારે છે.

# આપણાં ગામ ઠામનાં નામ

……………લે: પ્રો. જયેન્દ્રરાય ભ.

એ તો જાણીતી વાત છે કે આપણી પોળો, શેરીઓ અને મોહોલ્લાઓનાં નામ ઘણું કરીને તે સ્થાનકના વાસીઓ ઉપરથી પડેલાં હોય છે. જેમકે ત્યાં મ્હોટી આંબલી હોય તો આંબલી શેરી ને ટોકરશા રહેતા હોય તો ટોકરશાની પોળ અને પારસીઓ રહેતા હોય તો પારસી મોહોલ્લો, કે ખપાટીઆ,–એટલે મજુરો ભેગા થતા હોય તો ખપાટીઆ ચકલો. એજ રીતે વડ, લીંબડો, પીપળો, લાખો પટેલ કે ધનો સુતાર,–શેરી પોળ કે ચોકને નામ આપી શકે છે. આ નામ આપનાર હયાતજ હોય એમ કંઈ નથી. અને .હોયે કયાંથી ? કેમકે જીવતું જણ તો પચાસ, સાઠ, એંશી કે સો વરસ જીવે પણ જગ્યા કંઈ જતી રહે છે? વળી કેટલીક પોળો કે શેરીઓનાં નામ ત્યાંની કોઈ નિર્જીવ વસ્તુ ઉપરથી પણ પડેલાં હોય છે, જેમકે હકાશેઠના કુવાની પોળ. અલબત્ત નિર્જીવ એટલે જીવના સંપર્ક વગરનું એમ નહિ, કારણ એ જૂનાં હવડ કુવામાં ઘણા માણસો વીંછી નાખી જાય છે, એટલે એ કુવો એક કે બે જીવ સોતોજ નહિ પણ અનેક જીવ સોતો કહી શકાય. વળી માતા, મહાદેવ, કે દેરાસરના ઉપરથી પણ પોળ ચકલા, કે શેરીનું નામ પડે છે. જેમકે અંબામાતાનો ચકલો, વેરાઇ પાડો, નીલકંઠ મહાદેવની શેરી. વળી કોઈ વાર કોઇની ચાલુ કીર્તિને ટકાવી રાખવાને પણ પોળો, પુરો, શેરીઓ કે રસ્તાઓનાં નામોના ટેકા અપાય છે. જેમકે સેન્ડહર્સ્ટ રોડ, હોપ બ્રિજ, ગાંધી ચોક, તિલક મેદાન ઇત્યાદિ. ગવર્નરો અને રાજાઓને આ પ્રકારની ધક વિશેષ હોય છે. પૃથ્વી એમને હસતી હશે કે અનેક રાજાઓ આ ભૂમિનું અભિમાન કરીને નામશેષ થઈ ગયા.

પણ વૈરાગ્યના પ્રદેશમાં આપણાથી હમણાં દાખલ થવાય એમ નથી. આપણે તો ઠામો ને નામોનો રાગ કેવી રીતે થયો એ જોવા નીકળ્યા છિયે. વૈરાગ્યની નિવૃત્તિમાં દાખલ થઈ જઇયે તો અનેક ગામોના નપાસણી શી રીતે કરી શકાય ? ડિસ્ટ્રિકટમાં નીકળવું એ કંઈ રહેલું કામ નથી. એટલા સારૂ તો મામલતદારો અને ડેપ્યુટીઓને પાઘડીઓ મૂકી ફેંટા બાંધવા પડે છે.

એક વાર નડિયાદની વાત નિકળતાં તે નામ ' નટપદ ' ઉપરથી છે એમ એક વિદ્વાને જણાવ્યું: મક્કમ રીતે. આપણા સુધારાવાળાઓ કહે છે ને કે ' આ વાત નક્કી તો. કેદાડા-નીયે થઈ ચુકી છે.' કંઈક એવી રીતની ફડચો કાયમ થઈ ગયા જેવી નિશ્ચિંતતા નડિયાદના નામ વિષે એમણે દાખવી. લ્હોય મ્હારા મનમાં શંકા થઈ. શંકિત–કે શંકાન્વિત–હૃદયમાં અનેક પ્રકારના તર્કવિતર્ક ઊઠયા. હાઇકોર્ટનો ફેંસલો હોય ત્હોય અપીલ તો કરવી એમ વિચાર થયો. વિલાયત (એટલે ઘેર) જઈ શોધખોળ કરવા પ્રયત્ન કર્યો. અલબત એક બીજા વિદ્વાને 'વડોદરા' નામ વટપદ્રમાંથી નીકળ્યાનું જણાવ્યુ છે એ હું જાણતો હતો, પણ એ ચુકાદો પણ મને આખરી ચુકાદો લાગેલો નહિ. અલબત આખરી ચુકાદો, કોઈ વિષયનો, દુનિયાં

ચાલે છે ત્યાં સુધી આવશે કે નહિ એ બીજી વાત છે. ઘણુંખરું તો એમજ બને કે એકાદ પક્ષકાર થાકી જાય, હારી જાય, કંટાળી જાય કે મરી જાય એટલે એની મેળે કુદરતી રીતે એ વાત ત્યાંની ત્યાં રહી જાય. જુઓને જૂના ગ્રંથકારોની તારીખ તવારીખની બાબતમાં આપણે ઘણુંખરું ચૂંથણાથી કંટાળીને, જે બે ચાર જણાએ નક્કી કર્યું તે ખરું એમ કરીનેજ પતાવિયે છિયે ને. જોકે આપણને ખાત્રી હોય છે કે આ પુરાવા પુરતા નથી ને ફરી એ પ્રકરણ ઉખેળીએ તો કંડિયામાં ઘો છે કે સાપ એ ખબર પડે ને વળી કંઈક ત્રીજુંયે નીકળે. દુનિયાની તવારીખનું એવું છે તો દુનિયાના માણસનું એમ હોય એમાં આશ્ચર્ય શું છે? કાર્લાઈલ કહે છે એમ આ બધું ભૂતાવળીજ છે. આપણે આજ છિયે અને કાલ નથી. કેમકે જગત્ એ તો જગદીશનો જાદુઈ મહેલ છે. એની તવારીખનો પાર આવે એમ નથી. કામ જેટલું કામ રાખે તે ચતુર.

આવી રીતે તવારીખનો આગ્રહ પણ મ્હારે નથી તો નામો કે તેનાં કારણનો આગ્રહ તો ર્હને હોયજ નહિ એ કહેવાની જરૂર નથી. કારણ આપણી ભૂલે હોય. ભૂલ કોનાથી નથી થતી? એક કે બીજી, આ જાતની કે એ જાતની. અખો કહે છે જે સંસાર એજ ભૂલનું પરિણામ છે. ભૂલમાં ભૂલ. મ્હોટી ભૂલોમાંથી બચિયે તો પ્રભુનો પાડ. પાડ તો ખરોજ ને! કેમકે પ્રવૃત્તિ પાછળની શક્તિ એનીજ છે. ઈશ્વરજ સર્વ ભૂતોના હૃદયમાં રહીને સર્વ ભૂતોને પોતાની માયા વડે ચક્રમાં ફેરવે છે. આપણે તો અમસ્તા બધું માથે લઈને ફરિયે છિયે. ભાગ્યદેવીના એક પ્રિય પુત્રે થોડા દિવસ ઉપરજ અનુભવ કહેતાં સૂચવ્યું હતું કે મનુષ્ય તો ભાવીના ચક્ર ઉપરનો એક જંતુ છે. પણ એટલુંજ શા માટે? કેટલીક વાર મનુષ્યનું ડહાપણ એ એની ભૂલ હોય છે અને દુનિયાં જેને ભૂલ માને એ એના જીવનની કીર્તિ હોય છે.

પણ આપણે તો અહીં થોડાંક નામોનાં કારણો સંબંધે કલ્પનાઓ માત્ર સૂચિત કરિયે છિયે. એને સાચી મનાવવાનો મહાગ્રહ કે દુરાગ્રહ રાખ્યા વિના ફરી નડિયાદને હાથમાં લઈયે. નટોનું પદ એટલે નટોનું ગામ આવો અર્થ નટપદથી નીકળે. પછી બાકીનું બેસાડી લેવાનું. **विदुषां किं नु दुष्करम्।** પણ એનું મૂળ બીજી રીતે બેસાડિયે તો કેવું? નડિયાદ તે નડ્યા (=એક જાતનાં બરૂનો જથ્થો) નું અટ્ટ (=બજાર, હાટ કે સ્થાન) એમ પણ કદાચ ન હોય? ત્યાં એવાં બરૂઓ કે સાંગ થતા કે વેચાતા હોય તો એવું નામ રહેજ પડે. પદમાંથી તો બાદર થયું છે. વળી નડિયાદ એ ઉત્તમ સાંઢીઓની અટારી પણ ક્યાં નથી?

એવીજ રીતે પેટલાદ શબ્દ વિષે પણ મને લાગે છે કે તે પિત્તલાટ્ટ એટલે પિત્તળના બજારનું ગામ હોવાનો સંભવ છે. જો ચરોતરી ભાઈઓ એનો ઉચ્ચાર કરે છે તેમ 'પટલાદ' હોય તો 'પાટલાટ્ટ' એટલે 'પાટલ' જાતના ડાંગેરના બજારનું ગામ એ પણ થઈ શકે.

મુંબાઈ તે મોહમયી છે ખરી પણ મૂળ તો મુમ્બાપુરી હશે; અને મુમ્બાદેવી, કે મમ્બાદેવી કે મમ્માદેવી એ બધાં 'મહામ્માદેવી'નાંજ રૂપો હશે એમ લાગે છે. મુંબાઈ એ મહામ્માદેવીની પુરી અનેક રીતે છેજ ને!

સુરત વિષે એમ કહી શકાય કે કેટલાક. રંગરાગ, ખમણઢોકળાં, સારી ઈત્યાદિ વડે

દુર્ગ ઉ ની કીર્તિ નભાવી રાખવા ખંતીલા હોય નહિ એમ જણાય છે. પણ ગંભીર લોકોને સૂર્યની પુત્રી તપતીને કાંઠે સૂર્યપુર હોય એ વધારે સ્વાભાવિક લાગે છે. ગમે તેમ પણ લોકો એને 'સુરત' લખે તો દુરસ્ત નહિ. કારણ કે એથી કંઈ સુરત રહેલાણી મટી જવાનું છે ! એ તો એનું વાતાવરણજ છે. સુરત સંબંધે પણ કહી શકાય કે તે 'સર્યાટ' (— અંગ્રેજો સંરેટજ કહે છે તે) એટલે સૂર્યનું ગામ, એ રીતે થયેલું હોય તો અસંભવિત નથી. અટ્ટનો અર્થ બજાર થાય છેજ અને અતિદેશથી અર્થવિસ્તાર વડે ગામના અર્થમાં તે શબ્દ વપરાતો થયો હોય. અટ્ટનો બીજો અર્થ અટારી પણ છે. અને સુરતને સવિતાની અટારી કહેવાય એવું યે ક્યાં નથી ?

અમદાવાદનું મૂળ નામ અહમદાબાદ જાણીતું છે. પણ કેમ જાણે અંગ્રેજોના આવ્યા પછી એનો અહંતાનો મદ ઉતરી ગયો હોય નહિ એમ એ વાણીઆશાઈ 'અમદાવાદ' થઈ ગયું છે. બીજા એને મ્હોટું કરે છે એ એમની મ્હોટાઈ છે. હોય હજી ત્યાં કુત્તા ઉપર સસ્સા આવે છે ખરા. સ્પષ્ટીકરણ નથી કરતો જેથી જેને જે સમજવું હોય તે સમજવાની સ્વતંત્રતા રહે. કેટલાક કહે છે કે બાવા એ સત્યને સંતાડવાની કળા છે. કદાચ એમ હોય હોય શું ! આપણે આપણા પ્રિયજનની મૂર્તિને હૃદયમાંજ સંતાડી રાખિયે છિયે ને. સત્ય એ સર્વનું પ્રિય છે તો બાવાનું કાં ન હોય ?

કાઠીઆવાડનાં કેટલાંક ગામોનાં નામો વધારે સરળ છે. ભાવસિંહજીનું તે ભાવનગર. જીર્ણ-જૂના-ગઢવાળું તે જૂનાગઢ. મંગલપુર-માંગલ્દર ને માંગરોળ. ગોમંડળનું સ્થાન તે ગોંડળ. રાજકોટ કે જામનગરનો તો ખુલાસો કરવો પડે એમજ નથી. કંઈક સ્થાનનું માહાત્મ્ય પણ હશે ખરું અને કેટલાંક ગામો પોતાના નામનો મહિમા રાખે છે એમે જણાય છે. ગોંડળમાં ગૌનું રક્ષણ ઘણા સમયથી મહારાજા સાહેબે કરી દીધું છે; અને ભાવનગરનો મ્હેમાનો પ્રત્યેનો ભાવ ક્યાં અજાણ્યો છે ?

ખાનગી સ્થાનો એટલે કે, ઘરો ને ભવનો, વિલાઓ ને વંડાઓ, મંદિરો ને મહેલોને તો આપણે ટુંકામાંજ પતાવી દઈએ; કારણ કે. ખાનગી બાબતોની આ જમાનો વધારે પંચાત કરતો નથી. જાહેર વાતોનીજ નોંધ મુખ્યત્વે કરીને લે છે. હોય કહેવું પડશે કે કેટલાક વિલાઓનાં નામ મઝેદાર હોય છે. શહેરનાં ભવનો તો તેમના ન્હાના માલિકોનેજ કયે છે પણ 'લીલી કૉટેજ' જેવાં આધુનિક ઝુંપડાં તો જાણે પ્રકૃતિ દેવીનાં ગીત ગાય છે. આજ-અંગ્રેજીમાં આય છે એટલું ખરૂં.

કોઈ કોઈ પર્વતો, નદીઓ અને ગુફાઓ પોતાનાં નામોમાં કોઈ વાર કુદરતને અને કોઈ વાર સંસારને ઝપાટામાં લે છે. અમદાવાદ જેને તટે કલ્લોલ કરે છે એ સાભ્રમતી-વાદળાંને પોતાના નિર્મળ જળમાં પ્રતિબિંબિત કરતી-ગંગાજ છે. પાલીતાણા પાસેનો પહાડ 'શત્રુંજય' સંસારની ધમાધમીનું સૂચક નામ ધરાવે છે. એલીફન્ટાની ગુફાઓનું નામ એક મ્હોટા પથ્થરના હાથી ઉપરથી પડ્યું કહેવાય છે. હિમાલયના ઊંચામાં ઊંચા શિખરનું નામ એવરેસ્ટ સાહેબના ઉપરથી પડ્યું છે. અંગ્રેજ લોકો આપણી સાથે સારાસારી રાખે તો એમને એક લાભ તો થાય કે એમણે પાડેલાં નામો કોઈ બદલે નહિ. નહિતર નવા રાજા થતાં નવાં

# ભીનાં લોચનીયાં

લે: શા. રા. કુસુમાકર

(મ્હાદનો લય)

ભીનાં લોચનીયાં ઉપકૃતિ મોંઘી, અમુલખ ઈશપ્રસાદ,
કારૂણ્યભર અમીસેરો ધુવે, જીવનના વિખવાદ. ભીનાં.

આંસુડાં શું અંકુર ફુટે, અમ્બુજના તુજ પાદ,
જીવન-જ્યોતિ ઝંઝાવાતે, હોલવ્યો કરી પ્રમાદ. ભીનાં.

નિબિડ હવે શું જામ્યો અંતર, અઘોર આ અન્ધાર,
શ્યામલ છાયા વિષમે ઘેર્યું, અમૃત આતમદ્વાર. ભીનાં.

દયાસિન્ધુ! આ દુરિત છબીઓ, ધુવે નયણાં ધાર,
વિમલ શ્રેણીએ ચડવી પ્રેરે, દયામય દ્વાર પોકાર. ભીનાં.

મૃત્યુમુખેથી ઉદ્ધર્યો મ્હારો, કુસુમે વેરે પન્થ,
દિવ્ય આશાની પ્રફુલ્લ ખીલે, પાંખડીઓ ભગવન્ત. ભીનાં.

રજનીમાં નાથે નેનન ચુમ્યાં, ઝૂલતો જ્યાં નિદ્રા—અંક,
પંકજ પ્રકટ્યાં ને આ નયને, ધોતાં જીવનપંક. ભીનાં.

વર્તમાન ગુજરાતી

# કાવ્ય સાહિત્યની ત્રુટિઓ

(લે. રા. રા. દિનેશ

ખરું કાવ્ય હૃદયને પ્રફુલ્લિત બનાવે છે અને માનસિક શક્તિઓનો વિકાસ કરે છે. આ કહેતી વખતે ગુજરાતના વર્તમાન કાવ્યો તરફ નજર જાય છે અને ખરેખર તે માટે ઘણે અંશે વિષાદ થાય છે. આ જમાનો કાવ્યોનો નથી એમ કહેનાર ખરા હોવા જોઇએ; કારણ કે હાલનાં કાવ્યો કાવ્ય-કલાનાં દૂષક અને વાંચનારાઓનો સમય, શ્રમ તથા દ્રવ્યનો વ્યર્થ વ્યય કરનારાં છે. આમાં ઉમેરણી તરીકે એક બીજી વાત જણાય છે. ગુજરાતમાં આવાં દૂષિત કાવ્યોનો એવો વેગવાન રાફડો ફાટયો છે કે જરાક પદબન્ધ અથવા શબ્દોની ઝમક ગોઠવતાં આવડી કે તે કવિ બનવાને કૂદી પડે છે. થોડી મહેનત, થોડો વખત, અને સાધનોના થોડા વ્યયમાં કવિની મહાન પદવી મેળવવાને વામનીયાઓ હાથ લંબાવે છે! આવા વામનીયાઓ ગુજરાતમાં વધી પડયા છે. એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે આપણા કાવ્યસાહિત્યમાં કેટલાક પ્રાચીન અને ઘણાજ થોડા અર્વાચીન કવિઓની પ્રતિભા બીજરૂપે રહેલી છે, અને તેના પરિપાલનપૂર્વક વિકાસની ઘણી જરૂર છે. વર્તમાન કાવ્યની સીમા વિશાળ બનવી જોઇએ. હૃદયનું ડોલન તે કાવ્ય. હૃદય જેમ વધુ વિશાળ અને મધુર થાય તેમ તેનાં ડોલન વધુ વિશાળ અને મધુર બને. ગુજરાતમાં હૃદયની ઉણપ છે. રાષ્ટ્ર અથવા જાતિ પર હૃદયભેદક પ્રસંગો આવી પડે ત્યારે કવિહૃદયોમાંથી કરૂણરસ તથા જીવનરહસ્યનાં કાવ્યો રણકી ઉઠવાં જોઇએ. પણ તેવું ગુજરાતમાં જણાતું નથી. હિંદ રાષ્ટ્ર અને હિંદુ જાતિનો એક સ્તંભ અજબ સંયોગોમાં મૃત્યુ પામે છતાં ગુજરાતનાં કવિહૃદયો મૂક રહે એ યોગ્ય ન ગણાય.

મારી નજરે હાલના ગુજરાતી કાવ્ય સાહિત્યમાં જે કેટલીક ઉણપ છે તેનો નિર્દેશ આ લેખમાં કરવા માંગું છું.

**(૧) ચિરસ્થાયીપણાનો અભાવઃ**—સમાચારપત્રો અને માસિકોમાં પ્રકટ થતી કવિતાઓ એક દિવસ પણ વધુ જીવવાને લાયક હોય તેવી જણાતી નથી. માસિકોમાં આગળ પડતી જગાએ કાવ્યો મૂકવાનો રિવાજ છે અને કાવ્યો મૂકવાંજ જોઇએ એવો તંત્રીઓને અભરખો છે. કવિઓ અને કાવ્યોને દર મહિનાની કે દર અઠવાડીયાની અમુક તારીખે ઉભા કરી દેવાની મુશ્કેલીને વશ થઈને અને કેટલીક વખત કાવ્યરસની અજ્ઞાનતાને લીધે માસિકો કે સાપ્તાહિકોમાં અસ્થાયી કવિતાને તંત્રીઓ સ્થાન આપે છે. રૂઢિને ખાતર આવી રીતે નકામાં કાવ્યોને સ્થાન આપવાની પ્રથા દૂર થવી જોઇએ.

**(૨) કાવ્યરસની હીનતાઃ**—હાલનાં કાવ્યોમાં લલિત કલાપોષક અંશ ઘણો ઓછો છે. શબ્દચાતુર્ય અને ગમે તેવી સામયિક વાતોનો કાવ્યોમાં સમાવેશ થવાથી કાવ્ય રસક્ષીણ બને છે. કેટલાંક કાવ્યો અમલદારોને ખુશ કરવા માટે બનાવાય છે. કોન્ફરન્સો અને નાના મેળાવડાઓમાં કેવળ છન્દબદ્ધતાવાળાં અને ભાવવિહોણાં કાવ્યો ગવાય છે. હારમોનીયમ પર તોડજોડ કરીને, અક્ષરને જરાક લંબાવી કે ટૂંકાવીને બોલાય તેવાં એ કાવ્યો હોય છે.

"ભાઈ, માફ કર. હું કશું સાંભળવા આતુર નથી. મ્હારી સ્થિતિથી મ્હને સંતોષ છે. અનુમાન અને કલ્પનાની વાતજ ન કાઢીશ. એથી ત્હને, મ્હને,–બેઉને દુઃખ થશે. માનવીની લાલસાને હદ નથી. સૌ સૌને પંથે ચાલે છે તેમજ ચાલવા દે. એજ ઠીક છે."

શબ્દેશબ્દ સોંસરો પેસતો હતો. અરુના વાક્યોચ્ચાર શંકા પ્રકટાવતા હતા. કમાક પહેલાં ઘડેલા મનસુબા ધૂળભેગા થશે તેની પ્રતીતિનાં મંડાણ જોતાં એ મુંઝે છે, અંતઃકરણ પીગળે છે, બોલવાની ઇચ્છા છતાં બોલી શકાતું નથી. બુદ્ધિ ને શાણપણ થંભ્યા છે.

પાંચ મીનીટ સુધી બેઉ યુવાનો એકએક પ્રત્યે જોઈ રહ્યા. હૃદય હૃદયને સમજી ગયાં. મુખારવિંદના ભાવો બેઉ અરસપરસ વાંચી ગયા. ભૂતકાળ સાંભરે છે. ભૂતકાળની ગગનચુંબી મહત્વાકાંક્ષા ઉપાલંભ દેતી નજર સમક્ષ ઉભી છે. સ્થળકાળનું ભાન બેઉ ભૂલ્યા છે. અંગેઅંગમાં રોમાંચ અનુભવાય છે. અનિમિષ નયનોમાં જળબિંદુનું પ્રાગટ્ય થવાની તૈયારી છે. અને મૌન સેવતા બેઠા છે.

આવનાર યુવક ભાવભીનો હતો, અને સાગર સમા ઉછળતા હૈયાથી મહુલીની સરવર સમી શાંતિ ન સહેવાઈ. એની પ્રેમાંકિત પ્રકૃતિએ સ્વાસ્થ્ય ખોયું. એના દૃગ્દ્વારથી એક બે જળબિંદુ સરી પડ્યાં.

ખૂટતી હિંમત સર્વાંશે ખૂટવા ન દેવા એણે નિશ્ચય કર્યો. અશ્રુઓ લૂછતો એ બોલ્યો:

"ભાઈ, હું કશું માગતો નથી. મ્હને ત્હારી સાથે રહેવા દે. તું–હું સાથે રહીશું. જગતના મોહમાં હું ત્હને સપડાવવા નથી માંગતો. પ્રારબ્ધના પાસા ઉંધા પડતાં જીવનની કડવાશ ટાળવા સહુ કોઈ ઇચ્છે છે. સુખ ને સંતોષ શોધતો હું ત્હારે આશ્રયે આવ્યો છું. દોઢ વર્ષ વીત્યું. પ્રેમાર્દ્ર જીવ પ્રેમ શોધતો શોધતો અહીં આવ્યો છે. સુખ સાધવા હું ત્હારી સહાયની અભિલાષા રાખું છું...પણ....પણ તું....તું...ને...હું..." વાક્ય અટક્યું. કંઠ રુંધાયો. ગળામાં કાંટા પડવા લાગ્યા.

મહામુનિની ગંભીર પ્રતિમા જેવો યુવાન બધું સાંભળતો હતો. એની ગંભીરતા ધીમે ધીમે ઓસરતી હતી. એના આકર્ષક વદન પર આતુરતા છવાતી હતી. એને આગળ પૂછવાનું મન થયું:

"ભાઈ, અનિલ, શું છે ! આ બધું શું ! તું તો સુખી હતો ને ! તો વળી ત્હારાં આ આપત્તિસૂચક વેણ શાં ? ત્હને શું થયું છે ! મ્હારો આશ્રય ત્હને શા ખપનો ! ત્હારા–મ્હારા બેઉના માર્ગ જુદા છે. આપણાથી ભેગાં નહિ રહેવાય. બેઉની પ્રકૃતિનો વિરોધ ભૂલી કેમ જાય છે ? યાદ કર. આપણી સ્થિતિ યાદ કર. ત્હને મ્હારી સહાય નહિ કાંમ આવે. હું કોઇને સહાયભૂત નથી થવા માંગતો. તો પછી ત્હને....ત્હને તે કેવી રીતે આશ્રય આપી શકીશ ! ...." આવેશથી બોલતો અરુ અટકી ગયો. શું બોલી ગયો તેનું ભાન થતાં એને શોક થયો, કોને કહેતો હતો તેનો વિચાર આવતાં શાંત સ્વાન્તમાં અશાંતિ વ્યાપી રહી. આધુનિક સ્થિતિનું અંતર ને તે જાણવાની પ્રેરણાનું મૂળ કારણ એને સાંભર્યું. સુખ પ્રત્યે ઉભરાતો પ્રેમ એને પ્રત્યક્ષ દેખાયો. અનિલની અમૂલ્ય સહાય ને સ્વાર્પણ અત્યારે સહાય ન આપવા નીકળેલા

ઉદ્ગાર માટે સખત ઠપકો દેતાં લાગ્યાં. ક્ષણુ પહેલાંના પોતાના પ્રમાદ પ્રત્યે ગ્લાનિ ઉપજી. કૃતઘ્નતાનો આદર્શ વીસરતાં એને પોતાની જાત માટે તિરસ્કાર થયો. સમયસૂચકતા વાપરવા એણે ઉત્સાહ દાખવ્યો, ને અનિલની વહેતી અશ્રુધારા બંધ કરવા એણે બનતો બધો પ્રયાસ કર્યો.

"અનિલ, ભાઈ, રડ નહિ. કહી દે, જે કહેવું હોય તે કહી દે. હું ભૂલ્યો. મ્હને ક્ષમા આપ. હું ત્હારો છું. આ ઝુંપડી ત્હારી છે. ગભરાઈશ નહિ. ત્હને સહાય ન કરવાની તુચ્છ મનોવૃત્તિ મ્હેં નષ્ટ કરી છે. ત્હારે ખાતર હું બધું કરવા તૈયાર છું. અને એમાં હું વધારે કાંઈ નથી કરવાનો. ત્હારો મ્હારા પર અધિકાર છે. ત્હેં મ્હારૂં બહુ કર્યું છે. સુણુ મ્હને મળે તે માટે ત્હેં જે કર્યું છે તે મ્હને યાદ આવતાં મ્હારી બેવફાઈ મ્હને સાલે છે...અનિલ...ભાઈ ....મ્હારૂં કહ્યું માન....પાણી લાવું ?..." અરુ બોલતો અટક્યો. અનિચ્છાએ—ભૂલવાનું ઘણું ઘણું મથતાં પણ—એને ભૂત પ્રસંગો સાંભરી આવે છે. અનિલ અશ્રુ સારી જાય છે. એની મનોવેદના એવી વિચિત્ર થઈ ગઈ છે કે અરુના સદ્ભાવના કે આશ્વાસના શબ્દો એને કશી અસર કરી શકતા નથી. અરુનો પશ્ચાત્તાપ પણ વધતો હતો. મૂગા મિત્રની મનોદશાથી એની મનોદશા અસ્વસ્થ બનતી હતી. એનાથી આંસુભીના મિત્રનું મુખ ન જોવાયું. છાતીમાં ડુમો ભરાઈ આવ્યો. રુદન કરતા સ્નેહીની દશાએ સ્નેહીના નયનમાં આંસુ પ્રગટાવ્યાં. બેઉ યુવાન રુદન કરે છે. નિર્જન સ્થાનમાં આ બે હૃદયને આશ્વાસન આપવા કોઈ હતુંય નહિ.

(૨)

"કેમ ભાઈ, કાંઈ બહુ ઉતાવળો ? હં....હું જાણું છું નો. હવે તો.–" ઇન્દુબ્હેન જરા ભાઈની મશ્કરી કરતાં ચલાવતાં હતાં પણ એટલામાં ભાઈ બોલી ઉઠયો, "શું ! તું શું જાણે છે ! ત્હને કાંઈ ધંધોજ નથી નો ! આખો દિવસ જાણે તુંજ જાણે છે તો !"

"ના, જાણે મ્હને કાંઈ ખબર નહિ હોય ! હશે. પણ, જોની અરુણ, ત્હારી પરીક્ષાને તો હજુ ચાર મહિનાની વાર છે, ત્હેમાં અત્યારથી આમ કામઢાર શું થઈ જાય છે. જો બેસ. કંઈ નવું કહું."

"નવું !"

"હા, નવું. ત્હને ગમે એવું. જો હસતો જા. કહેવાનું મૂલ બહુ મોંઘુ છે. પણ તું તો મ્હારો ભાઈ ને ! ત્હારી પાસે મ્હારાથી કાંઈ લેવાય !" બ્હેન, બ્હેન તરીકેનું ભાવપૂર્ણ ઔદાર્ય બતાવતી બોલી.

"હા પણ શું છે તે તો કહે." અરુણ સાંભળવા આતુર થયો.

"હા પેલાં શારદાબ્હેનની સુશીને તો ઓળખે છે ને ? ત્હને ગમે છે કે ? કેવી ડાહી છોકરી !" ભાઈ સમજી ગયો. એનું મ્હોં હસું હસું થઈ રહ્યું. શરમનો માર્યો હસવું છુપાવવા ગયો, પણ ન હસવાનો પાખંડી નિશ્ચય બહાર પડી ગયો.

ભાઈબ્હેન એકએકને કાંઈ અજબ આહ્લાદકતાથી નીરખી રહ્યાં. શરમના શેરડા મુખ પર તરી આવવાની બીતિ થવાથી ભાઈએ જવા પગ ઉપાડયો.

"વાહ ! જાય કયાં ? મ્હને જવાબ દીધા વિના નહિ જવા દઉં. અરુણ, સાચું કહે જોઈએ. એમાં શરમાય છે શાનો ! ત્હને ગમતી હોય તો....તો પછી એના ત્હારી સાથે....શું....સમજ્યો ને ?" બ્હેને ભાઈનો હાથ પકડી બેસાડતાં વાતનો મર્મ કહી દીધો.

ભાઈને ભાવતું'તું તેવું બ્હેને કહ્યું. એનાથી મંદમંદ હસી પડાયું. સ્મિતભર્યો ટહુકો થઈ ગયો ને બ્હેન વધુ બનાવશે એ ભયથી નાઠો.

× × × ×

સમી સંધ્યાનો સમય હતો. એક આલિશાન મહાલયના મુખ્ય ખંડમાં ત્રણ આધેડ વયની સ્ત્રીઓ ગોષ્ઠી કરતી હતી. ગૃહનો પુરુષવર્ગ બહાર નીકળી ગયો હતો. પાછલા ખંડમાં બે બાળાઓ ને એક પાંચ વર્ષનો બાળક નિર્દોષ આનંદની રસલ્હાણું કરતાં ગમ્મત કરતાં હતાં.

મુખ્ય ખંડમાં શાંત ગંભીરતા હતી. બેઠેલ સ્ત્રીઓમાં તેવુંજ શાણપણ હતું. વિધવિધ પ્રકારની ચર્ચા ચાલતી હતી ત્યાં ચર્ચાના ઔચિત્યે નવું પ્રકરણ ખોલ્યું:

"સુભદ્રાબ્હેન, તમે જાણો છો કે ત્હમારા અરુણના જન્માક્ષર મ્હારી સુનુ સાથે મળતા આવે છે. હમારો વિચાર નક્કી છે ત્હમને વાંધો નહિ હોય તો આપણે નક્કી કરી દઈએ." શારદા સ્વપુત્રીના વિવાહ માટે ઉત્સુક થતી બોલી.

અણધાર્યા છતાં મહત્ત્વના પ્રશ્નનો જવાબ આપવા સુભદ્રાએ શાંતિથી વિચાર કર્યો. "જુઓની બ્હેન, ત્હમારી વાત ખરી છે પરંતુ જ્યાંસુધી મ્હારી ઈન્દુનો વિવાહ થાય નહિ ત્યાંસુધી હું કાંઈ ચોક્કસ ન કહી શકું" સુભદ્રાએ સંશયાત્મક ઉદ્ગાર કાઢ્યો.

"તે વાત ત્હમારી ખરી છે, પણ આપણે વિવાહની ઉતાવળ નથી. આપણે માત્ર નક્કી કરી મૂકીએ એટલે થયું. વિવાહ ત્હમે કહેશો ત્યારે કરીશું પણ ચોક્કસ કરી દીધું હોય તો નીરાંત." શારદાએ નિશ્ચયપૂર્વક જણાવી દીધું.

નંદા ને શારદા બે બ્હેનો થતી હતી; ને નંદા ને સુભદ્રા એક એકજ ઘેર પરણ્યાં હતાં. એટલે સુભદ્રાને પહેલેથીજ આ વાત ચર્ચાવાની છે ત્હેની ખબર પડી ગઈ હતી. પોતાના પતિ વગેરેને પૂછી એણે પોતાના મનમાં જવાબ ક્યારનો નક્કી કરી મૂક્યો હતો; એટલે વધુ પિષ્ટપેષણ કે માન મંગાવવાની અભિલાષા કર્યા વિના એણે જવાબ આપ્યો.

"ઠીક, ઠીક એમ રાખો. હમને કાંઈ વાંધો નથી."

"ત્યારે જુઓ, નક્કી, હોં. આપણે હવે મોડું વહેલું એટલોજ સવાલ રહ્યો." શારદાએ વધુ સ્પષ્ટ ઉત્તરની અપેક્ષાથી કહ્યું.

"હા, નક્કી."

"ત્યારે હું જઈશ. આજે સુનુના ભાઈને આપણા નિર્ણયની વાત કરી દઈશ." એક યુવક યુવતિનું ભાવિ ઘડવાની શક્તિ જાણે પોતાનીજ ન હોય તેમ ગૌરવાંકિત થતી શારદા ગઈ. સુભદ્રા ને નંદા વિવાહની વાતો કરતાં એમજ માનતાં હતાં કે તેમની વાત કોઈએ જાણીજ નથી. અંદરના ખંડમાંથી ઈન્દુએ બધી વાત સાંભળી લીધી.

ભાઈની મીઠી મશ્કરી કરવાની ટેવ બ્હેનમાં કુદરતી છે. મોટી બ્હેન અધીરી બની. એણે રાત્રેજ અરુણને બધી વાત કહી તેને મનાવવા માંડયો. ભાઈ ભાવનોજ ભૂખ્યો હતો. સુલુની વાત એને ગળે એવી ઉતરી ગઈ કે નહિ પૂછવાની વાત. યુવાની દિવાની છે. અરુણનું મન સુલુ પ્રત્યે વળ્યું. એનુંજ સ્મરણ વારંવાર થવા લાગ્યું. માતાએ કન્યાની પસંદગી માટે પુત્રની સંમતિ માંગી ને પુત્રે સ્વયંપ્રેરિત પ્રેમોત્સાહથી હા કહી.

કોણ જાણે શાથી બધી વાત બહાર પડી. મિત્રોમાં ને સગાંસ્નેહીઓમાં આ ભાવિ વિવાહના સમાચાર પ્રસરી ગયા. અરુણનો સુલુ પ્રત્યેનો પ્રેમ વધતો ગયો. મિત્રોએ મશ્કરીમાં ને મશ્કરીમાં અરુણની પ્રેમની લાગણીઓ ઉત્તેજિત કરી. જગત આખાએ જાણ્યું કે અરુણ–સુલુના વિવાહ ન થયા છતાં થવામાં બાકી કંઈજ નથી રહ્યું.

(૩)

પ્રાતઃકાળ વીતી ગયો છે. ઉજમાળી ઉષાની આછી આછી છાંટ સૃષ્ટિ સમગ્ર પર પથરાઈ રહી છે. આદિત્યોદયનો સમય સૂચવતું સ્વચ્છ ભૂરૂં આકાશ અવલોકનકારને આહ્લાદ અર્પી રહ્યું છે.

તેજ સમયે આંટરોડના સ્ટેશન પર બાવીસ વર્ષનો એક યુવાન જોશભેર ઉતર્યો. એની ઉતાવળી ચાલમાં વેગ છે, ઉત્સાહ છે, કાંઈક કરી નાંખવાની ધગશ છે. કાર્યની નિરાશા માટે એને આગાહી થઈ રહી છે એટલે મુખારવિંદ નિસ્તેજ છે; છતાં કાર્યની સિદ્ધિ માટે એના હૃદયમાં ઉમંગ છે.

"શાંતિભાઈ, એ શાંતિભાઈ" ગીરગામ બેકરોડની અમૃતવાડી પાસે વિક્ટોરીયામાંથી બૂમ પડી, ને તરતજ ત્રીજા માળાના ઝરૂખામાંથી જવાબ મળ્યો.

"કોણ ! અનિલ ! હં, ઉપરજ આવોને"

"નહિ. હમણાં માફ કર. તુંજ નીચે આવ. હમણાં હું આવી શકું તેમ નથી." વિક્ટોરિયામાંથી ઉત્તર મળ્યો.

શાંતિલાલ વ્યાકુળ ચ્હેરે નીચે ઉતર્યો. અનિલના અણધાર્યા આગમનનું કારણ ન કળી શકવાથી આવતાં સાથેજ એણે પ્રશ્ન કર્યો:

"કેમ, કાંઈ અણધાર્યાં આવવું પડયું કે શું ?"

"હા. ત્હારૂંજ કામ છે. હું ત્હને મળવાજ આવ્યો છું. એક ગહન વિષય પર ત્હારી સાથે આજે મ્હારે થોડો સમય વાત કરવી પડશે. બોલ, ક્યાં મળીશું ?"

"ઠીક તો...તમે અહીંજ આવો."

"નહિ. જે હું આવ્યો છું તે કોઇએ જાણવું ન જોઈએ. આપણે કોઈ એકાંત સ્થળેજ મળીએ તો સારૂં." અનિલે ઉદ્દગાર કાઢયો.

"તો એમ કરો. દશ વાગે ચર્નીરોડના ગાર્ડનમાં મળજો. હું જરૂર ત્યાં આવી રહીશ." શાંતિલાલે સૌજન્યથી અનિલની વાત માટે સહૃદયતા દાખવી:

"ત્યારે જરૂર. હું ત્યાં આવી પહોંચું છું. ભૂલાય નહિં હોં" વિક્ટોરીયા ઉપડી.

× × × ×

ચર્નીરોડના બાગમાં દશ પહેલાં શાંતિ આવી પહોંચ્યો. અનિલની રાહ જોતો ને અનિલના આવવાનું કારણ શોધવા અનુમાન કરતો એ બાંકડા પર બેઠો. સવા દશ થયા છતાં અનિલ આવ્યો નહિ. શાંતિ શાંત ને સમજુ હતો. એના લાગતા વળગતા દરેક પ્રત્યે સહાનુભૂતિ કે સંભાવના દર્શાવવા એ ચૂકતો નહિ. શિક્ષણ ને સંસ્કૃતિનું એના જીવનમાં સુંદર સિંચન થયું હતું. અનિલ માટે એને માન હતું, પ્રેમ હતો. અનિલની રાહ જોવામાં એને કંટાળો ન આવ્યો.

સાડા દશને ટકોરે અનિલ આવતો દેખાયો. બાંક પરથી ઉઠી એ સ્હામો મળવા ગયો.

"Excuse me, Shanti, I know I am late but I couldn't help" અંતઃકરણની દિલગીરીભરી લાગણી દર્શાવતાં અનિલે કહ્યું.

"કંઈ નહિ. હશે. પણ ત્હમારે અત્રે શા સારૂ આવવું પડ્યું ?"

"જો. વાત તદ્દન ખાનગી છે અને જેટલી ખાનગી છે તેટલીજ મહત્વની છે. એમાં મ્હને ત્હારી સહાય જોઇએ છે."

"હું મારાથી બનતી બધી મદદ આપીશ. પણ વાત કોને અંગેની છે તે તો કહો."

"સુમનલાલની સુલુના વિવાહ ત્હારી સાથે થવાના છે એ વાત સાચી ?"

"હાં. સાચી છે. મ્હારા પિતાશ્રી પર સુમનલાલનો છેલ્લો પત્ર આવી ગયો છે. માત્ર દિવસ નક્કી થવોજ બાકી છે" શાંતિએ સાચું કહી દીધું.

"Ah ! Good God !" અનિલે એક ધીમો છતાં હૃદયભેદક નિશ્વાસ નાંખ્યો.

"કેમ ? શું છે ? શું કાંઈ અણધાર્યું કે અયોગ્ય બને છે ? અનિલભાઈ, જે હોય તે સ્પષ્ટ કહી દો." શાંતિએ દીલસોઝ દર્શાવતાં અનિલને ખભે હાથ નાંખ્યો.

"શાંતિ, હું અતિશય સ્પષ્ટ થાઉં છું. ખોટું ન લગાડવા જેટલું ઔદાર્ય રાખજે. પણ હું એ સંબંધી ત્હને કાંઈ પૂછી શકાય ખરો !"

"ઘણી ખુશીથી. જે પૂછવું હોય તે વિના સંકોચે પૂછો."

"સુલુને તું ચહાય છે ખરો ? સુલુ પ્રત્યે ત્હને કાંઈ આકર્ષણ છે ખરૂં ! માત-પિતાની ઇચ્છાને વશ થઈ તું વિવાહ કરે છે કે ત્હારી પોતાની પ્રેમોર્મિઓ આપોઆપ સુલુ પ્રત્યે ખેંચાય છે ?" અનિલે અજબ હિંમતથી પ્રશ્ન પૂછી નાખ્યા.

શાંતિને આવા ગહન પ્રશ્નનો કલ્પનામાં પણ ખ્યાલ ન્હોતો. ઉત્તર આપવાનું એને સૂઝ્યું નહિ. બુટની એડીથી આગની ભીના જમીન ખોદતો ને હાથથી વૃક્ષની ડાળી ખણુકતો એ બેસી રહ્યો. પણ એ બહુ ભોળો હતો. હૃદયની નિખાલસતા એની પ્રકૃતિની વિશિષ્ટતા હતી. વાત ઉડાવવાનો કે સાચી હકીકત ન કહેવાનો એને વિચાર સરખો પણ ન આવ્યો.

"પણ અનિલભાઈ, આ બધું પુછવાનું કારણ નથી સમજાતું. મ્હને આગળ કહો.

હું ત્હમને પછી કહું છું." શાંતિથી જવાબ આપતો શાંતિ વાત આગળ સાંભળવા ઉત્સાહી બન્યો.

"ના. તું જ કહે તો ઠીક. હું ત્હને બધું કહીશ. એટલું ખાતરીથી માનજે કે જો તું સુલુને ચહાતો હશે તો હું ત્હારા પ્રેમમાં આડે નહિ આવું." શાંતિ પાસે વાત કઢાવવા અનિલે યુક્તિપૂર્વક વિશ્વાસ આપ્યો.

"સુલુ માટે મ્હને અત્યારે નથી પ્રેમ કે નથી અણગમો. એને માટે મ્હને કોઈ પ્રકારનો ખાસ ઇષ્ટ કે અનિષ્ટ ભાવ પણ નથી. એ મ્હને ન મળે તો હું દીલગીર થાઉં કે એ મળે તો હું ખુશ ખુશ થાઉં એવું કોઈ તત્ત્વ મ્હારા હૃદયમાં હજુ પ્રવેશ્યુ પણ નથી. સુલુ કરતાં હું સરોજ માટે વધારે તલસું છું. પણ...શુ કરૂં ? કમબખ્ત જન્માક્ષર ! એણે સત્યાનાશ વાળ્યું...." શાંતિના ઉચ્ચારમાં નિરાશાનો આછો રણકાર હતો. એના ઉદ્‌ગારમાં સરોજ પ્રત્યેનો શુદ્ધ ભાવ હતો.

વાત ચાલી રહી હતી એટલામાં અણધાર્યો શાંતિનો કોઈ સામાન્ય સ્નેહી આવી પહોંચ્યો ને વાત અટકી. સીધી ને આડકતરી બધી યોજનાઓ અજમાવ્યા છતાં પણ એ ભાઈએ શાંતિનો પીછો ન છોડ્યો. અંતે ત્રણ વાગે ફરી આજ સ્થળે મળવાનું કહી અનિલ ચાલ્યો ગયો.

× × × ×

ત્રણ વાગે શાંતિ–અનિલ પાછાં મળ્યાં. અરુણ સુલુને ચહાય છે તે કહેવાયું. અરુણના સુખ ખાતર અનિલે શાંતિને સુલુ ન સ્વીકારવા સમજાવ્યું. શાંતિ ઉદાર હતો. સંભાવનાના એ જ્વલંત દૃષ્ટાંતરૂપ હતો. જેને માટે એને પ્રેમ જેવું જરાય હતું નહિ ત્હેનો એક દુઃખી આત્માના સુખ ખાતર અસ્વીકાર કરવાનો એને સંપૂર્ણ વિચાર થયો. પણ એના પિતાએ સુમનલાલને સુલુ સ્વીકારવાનું વચન આપી દીધું હતું. હવે શાંતિ શું કરે ? એને એક ઉપાય જડ્યો. એનું મન સરોજ માટે તાલાવેલી કરી રહ્યું હતું. કોઈ પણ ભોગે જો સરોજ પ્રાપ્ય હોય તો સુલુ સારૂ એ પોતાના પિતાને કહી શકે. સરોજના પિતાને મળી સરોજ સાથે શાંતિનું ભાવિ નક્કી કરવા અનિલે પ્રયત્ન કરવા ઉત્સાહ બતાવ્યો. શાંતિ–સરોજના વિવાહના નવા પ્રકરણથી સુલુ સારૂ અનિલને આશા પ્રકટી.

સુલુ માટે શાંતિને કશી પડી ન્હોતી. જો એને પ્રથમથીજ ખબર પડી હોત કે અરુણ-નો સુલુ પ્રત્યે દૃઢ પ્રેમ છે તો એ પોતાના પિતાને સુલુ સાથે પોતાના વિવાહ કરવા કદી સંમતિ આપત નહિ. પણ કુદરત બહુધા પ્રેમપથિકોના પંથમાં કંટકજ વેરે છે: શાંતિને સરોજ નથી મળતી. અરુણને સુલુ નથી મળતી.

× × × ×

(૪)

સુમનલાલ શહેરની જાણીતી વ્યક્તિ હતી. યુવકોનું હિત એમને હૈડે હોય તેમ વારંવાર યુવાનોના જીવન ને પ્રવૃત્તિ સંબંધી એ પ્લેટફોર્મ ગજાવતા. શાંતિમાં એમનું માન અને ગૌરવ કોઈને પણ ઈર્ષા પ્રકટાવે તેવાં હતાં. લક્ષ્મી ને સરસ્વતીના એમને ત્યાં વૈભવ હતા.

પણ એનામાં જડતા હતી. પોતાનો કક્કો ખરો કરવાની એને ખોટી ધૂન હતી. વૈદ, વકીલ અને વેશ્યાની જાણીતી જનેતિનનાં એ બીજા નમુના હતા. એટલે વિશ્વાસ ને સત્યતા એનાથી અળગાંજ રહ્યાં હતાં. પોતાની પત્ની શારદાએ અરુણ સાથે સુસુના વિવાહ કરવાનું વચન આપી દીધું હતું તે એ જાણતા હતા. સુભદ્રા સાથે શારદાએ કરેલા નિર્ણયમાં પોતાની સંપૂર્ણ સંમતિ હતી. એણે પોતે પણ એ વાત સગાંસ્નેહીઓને કહી દીધી હતી.

છતાં કોણ જાણે કઈ શયતાની પળે એને કાંઇ એમજ સુઝ્યું અને એણે શાંતિ સાથે સુસુના વિવાહનું નક્કી કરી દીધું. એને વચનનું ભાન ન રહ્યું, અને અરુણની હૃદયવ્યથા માટે સરખી પણ ન આવી. એને પોતાનો વિચાર ફેરવી નાંખવામાં જરાય સંકોચ ન થયો. એને મન તો આ બધી બાબત બાળકની રમતથી પણ નજીવી હતી.

× × × ×

સરોજના પિતા શાંત ને શાણા પુરુષ હતા. અનિલ ત્હેમને મળ્યો. સરોજ માટે શાંતિ જેવો યુવાન ન ગુમાવવા આગ્રહ કર્યો. પણ "હાય ! વિધિ ! તું ક્રૂર છે. હૃદયના ઝણઝણાટ કરતા તારના સૂરની આહ્લાદકતા ત્હને કયાં ખબર છે !" અનિલને વિધિ ઉપર તિરસ્કાર છૂટયો. કૃષ્ણપક્ષની છેલ્લી રાત્રિના જેવા શ્યામ—નિરાશાજનક—વાતાવરણે અનિલને ઘેરી લીધો. સરોજના જન્માક્ષર શાંતિ સાથે ન મળવાથી એના પ્રયાસનું ગૂઢ પ્રયોજન નિષ્ફળ નીવડયું.

"હવે !" અનિલે વિચાર કર્યો. સ્વાર્થ આંધળો છે. પ્રેમ આંધળો છે. અનિલે અરુણ ખાતર સુસુ ન સ્વીકારવાની પત્રદ્વારા છેલ્લી વિનંતિ કરી. સ્હામા જીવના સુખ ખાતર એક યુવાન પોતાનું સુખ નષ્ટ કરે એ કેમ બને ! પણ શાંતિના સદ્‌ગુણની અવધિ ન્હોતી. એક આશાભર્યા યુવાનના હૃદયનું દુઃખ ફેડવા જો એનામાં શક્તિ ને સત્તા હોય તો તે માટે પોતાની જાત પણ કુરબાન કરી નાંખે એટલો તે ઉદાર ને પરમાર્થી હતો. સરોજ માટે નિરાશા મળવા છતાં પણ અરુણ કાજે સુસુનો અસ્વીકાર કરવા એણે બનતી કીંમત દાખવી. પિતાને બનેલી બધી હકીકત કહી. આવા સંજોગોમાં સુસુને ન સ્વીકારવાની નિશ્ચળતા જાહેર કરી. પિતા-પુત્ર વચ્ચે જરા કટુતા પણ પ્રકટી. શાંતિના શિક્ષિત ને સમજુ પિતાએ સુમનલાલને વચન આપી દીધું હતું. એનું વચન સુમનલાલના જેવું હોત તો સુસુ ન સ્વિકારવા એઓ સુમનલાલને કહી શકત. પણ એમની પ્રકૃતિ વિશ્વાસુ હતી. પિતાએ પુત્રને કીર્તિ ખાતર સમજી જવા આગ્રહ કર્યો. ન સમજે તો લોકની જાહેર ટીકાથી પોતાની ખ્યાતિને કલંક ન લગાડવા દેવા તેઓ અડગ રહ્યા.

ભોળો ને નિખાલસ શાંતિ અરુણના સુખ ખાતર આટઆટલો ઉત્સાહ રાખવા છતાંય બિચારો નિરૂપાય થયો. ખોટી રીતે પોતાના પિતાની આબરૂને કલંક લાગે તે એ કેમ જોઈ શકે ! અરુણની સુસુ પ્રત્યેની સ્નિગ્ધ લાગણીઓનો પ્રબળ વેગ એનાથી જોઈ શકાતો હતો પણ તેને રોકવા કે તેને સુસુના હૃદયસાગર સાથે જોડવા એની પાસે શક્તિ ન્હોતી, સત્તા ન્હોતી.

(૫)

કેટલાં યુવાનોનાં ભાવિ આમ અંધકારમય બન્યાં છે. અનિલ—અરુણ બધું જોઈ રહ્યા.

મુંગે મ્હોંડે સહન કર્યા સિવાયનો એમની પાસે અન્ય ઈલાજ ન્હોતો. માસ, બે માસ, છ માસ વીત્યા. સમાજને, સુમનલાલને કે કોઈને પણ અરુણના હૃદય માટે સહાનુભૂતિ ન્હોતી. પોતાના પ્રયાસમાં નિષ્ફળતા મળવાથી લાચાર બનેલા અનિલમાંય પોતાના પ્રાણપ્રિય સ્નેહીને આશ્વાસન આપવા જેવી કાંઈ શક્તિ ન્હોતી રહી. "Time is a destroying agent" એ ન્યાયાનુસાર સહુ વીસર્યા, પણ આ હૃદયભેદક ઘટના અનિલ–અરુણથી વીસરી શકાય તેવી ન્હોતી. છતાં અરુણ ગઈ ગુજરી ભૂલી જતો હોય તેમ આભારી થવા લાગ્યો. મિત્રમંડળમાં ને જ્ઞાતિજનોમાં અરુણ જગબત્રીશીએ ચઢયો. જાણે કોઇને શુદ્ધ ભાવે ચાહવામાં હિમાલય જેવું મ્હોટું પાપ હોય ને!

× × × ×

સમાજની દૃષ્ટિએ શાણા લેખાતા વકીલ સુમનલાલનો બંગલો શહેરથી ત્રણેક માઇલ દૂર હતો. એક રવિવારે સ્હવારે સાત વાગે એમણે અનિલને બોલાવ્યો.

"કેમ અનિલ, હમણાં કાંઈ દેખાતા નથી?" હાથમાં પેપર લઈ આરામખુરશી પર પડેલા સુમનલાલે હરામખોરીભર્યા સ્મિતથી પ્રશ્ન કર્યો.

"આ...અહીંજ છું ને" એક પ્રખર વ્યક્તિ પરથી માન ઉતરી ગયા પછી જેવો ઉડાઉ જવાબ મળે તેવો અનિલે જવાબ વાળ્યો.

"હા. પણ હમણાં કાંઈ ત્હમે જણાતા નથી. જુઓ, આ પેપરમાં છપાયું છે તે જરા વાંચો" કહી સુમનલાલે અનિલ પ્રત્યે એક તીક્ષ્ણ દૃષ્ટિ નાંખી ત્હેના હાથમાં પેપર મૂક્યું:

"શહેરના જાણીતા વકીલ શેઠ સુમનલાલને જાહેર પત્ર.

સ્થળ......તા. .........

**મુરબ્બી શેઠ સુમનલાલ,**

ત્હમને મુરબ્બી કહું? કહેવા જેટલું શાણપણ મ્હારામાં હતું પણ હવે નથી. પણ ના. મ્હારા એકલાની દૃષ્ટિથી ત્હમને જાહેરમાં ગમે તેમ લખવા જેવી છછૂંધરતા કરૂં એ ઠીક નહિ.

હું જે લખવા માંગું છું ત્હેની ત્હમને સ્વપ્નસૃષ્ટિમાં પણ કલ્પના નહિ હોય. હું નહિ લખત—લખવાનો કદાચ મ્હને અધિકાર પણ નહિ હોય–પણ યુવાનોના જીવનમાં ચૈતન્ય રેડવાનો ને ત્હમને સન્માર્ગે દોરવાનો ત્હમે માત્ર દંભ કર્યા જાઓ છો તેથી આજે આટલું છેલ્લું પહેલું જાહેર એમના સમક્ષ લખી નાંખું છું.

આ લખવામાં મ્હારૂં પ્રયોજન તો ત્હમને અગમ્યજ લાગશે; કદાચ અપરાધયુક્ત ને તિરસ્કારપાત્ર લાગશે; પણ હું માનું છું કે મ્હારૂં આટલું લખાણ સમાજની ત્હમારા જેવી એકાદ વ્યક્તિની કે મ્હારા જેવા કોઇ યુવાનની આંખ જરૂર ઉઘાડશે. તેટલું થશે તોય આ પત્ર લખવાના મ્હારા શુભાશયની સિદ્ધિથી મ્હને સંતોષ છે.

ભાવિ પ્રજાનું હિત ત્હમારા હૈયા પર જાણે સદા તરવર્યાં કરતું હોય તેમ વારંવાર ત્હમે ભાષણો કરો છો ને લેખો લખો છો. "પરોપદેશે પાંડિત્યમ" જેવું ત્હમે કરો છો એમ મ્હારી તો ખાતરી થઈ ગઈ છે.

મ્હારૂં દુઃખ હું ત્હમને જણાવું છું તે મ્હારા મનના સાંત્વન માટે નહિ. અંગાર સમા બળતા મ્હારા હૃદયને ત્હમારી સહાનુભૂતિની અપેક્ષા પણ નથી. છતાં હું જે કહું છું તે એટલા માટેજ કે ત્હમારે હાથે હજુ ઘણા વિવાહ થવા સરજાયલા છે તો ભાવિના બીજા વિવાહ માટે સુશુના વિવાહ જેવો મૂર્ખ ને અવિચારી અત્યાચાર નહિં આદરતા.

સાંભળો. ત્હમારાં ધર્મપત્ની શારદાબ્હેને આજથી આઠેક માસ પર, ત્હમારી સુશુના વિવાહ **મ્હારી સાથે નક્કી કરવા,** મ્હારાં માતુશ્રીને વચન આપેલું. વિવાહના સમય સિવાય બધુંજ નક્કી થઈ ચૂકયું હતું. સાચું લખું ? તે પહેલાંથીજ ત્હમારી સુશુ પ્રત્યે મ્હને કાંઈક નૈસર્ગિક પ્રેમ હતો. પછી સુશુ સાથે મ્હારા વિવાહ કરવા સંબંધી મ્હારી સંમતિ લેવાઈ. મ્હારા પ્રેમાર્દ્ર હૃદયનાં પૂર આપોઆપ ખૂબ જોરમાં વહ્યાં. મ્હારી ઉત્કટ ભાવનાઓનો સ્વયંભૂ પ્રવાહ સુશુના હૃદયસાગર સાથે અથડાવવા અધીરો બન્યો. મ્હારા જીવનના તમામ કાર્યનું કેન્દ્ર સુશુ સિવાય અન્ય કોઈ નહિ થાય તેવી પ્રતીતિભરી આશાએ મ્હને નવોજ આનંદ બક્ષ્યો.

પણ...પણ જે પ્રતીતિ ને વિશ્વાસ પર મ્હારી આશાના તમામ મૂળનું, ને મ્હારી પ્રેમાર્દ્ર લાગણીઓના ઉત્તેજનના તમામ કારણનું અવલંબન હતું, તે પ્રતીતિ ને તે વિશ્વાસ મ્હારા દુર્ભાગ્યે (કે સભાગ્યના સદ્‌ભાગ્યે) જૂઠ્ઠાં ઠર્યાં. વચનની કીંમત ન કરવાની ખોટી હીંમતે ત્હમારામાં પ્રવેશ કર્યો. ચોકખા શબ્દોમાં કહું તો ત્હમે દગો દીધો, ત્હમે વિશ્વાસઘાત કર્યો.

હવે એ વિશ્વાસઘાતના ભોગ થઈ પડેલા દુઃખી આત્માનું દર્દ જાણવાની ત્હમને જરૂર ન હોય. હું એટલીજ વિનંતિ કરૂં છું કે જગતમાં પાપ જેવી કોઈ વસ્તુ છે એમ જો ત્હમે માનતા હો, ને વિશ્વાસઘાત એ ભયંકર પાપ છે એમ કંઈ સમજતા હો તો આજ પછી ફરી આવું ન કરવા દૃઢ નિશ્ચય કરજો.

વધારે લખવા જેટલી સ્થિતિ કે સ્વાસ્થ્ય નથી.

લી૦ અરુણના વંદન.

પત્ર વાંચી અનિલ સ્તબ્ધ બની ગયો. અજાણતાંજ એના હાથમાંથી પેપર સરી પડયું. નીચી ડોક નાંખી એ જોઈ રહ્યો.

"અનિલ, નીચું શું જુઓ છો ! ત્હમે આ વાત નથી જાણતા કે !" સુમનલાલે કટાક્ષ કરતાં પ્રશ્ન પૂછયો.

"ના જી. હું એમાંનું કશું નથી જાણતો." અનિલે નમ્રતાથી ઉત્તર આપ્યો.

"અનિલ, શું ત્હમે કશું નથી જાણતા ! " અરુણ આવો જાહેર પત્ર લખે ને તે ત્હમારાથી છુપું હોય એ બનેજ નહિ. મ્હને સાચું કહી દેશો તોજ સાર છે" સુમનલાલે જરા આવેશથી ને જરા ક્રોધથી કહ્યું.

અનિલ મુંઝાયો. મનમાં ખૂબ મીઠવાયો. સુમનલાલનાં કડક વાકયે એના પર કાંઈ જુદીજ અસર કરી. છતાં શાંતિ ખોયા વિના ધીરે સ્વરે એ બોલ્યો " શેઠ. હું સાચુંજ કહું છું. મ્હને કશી ખબર નથી."

સુમનલાલનો ક્રોધ વધી ગયો. એણે મ્હોટે સાદે ધમકી આપી.

"ધ્યાન રાખજો, અનિલ, હજુય જે ખરૂં હોય તે કહેશો. નહિ તો યાદ રાખજો કે કાયદાની જાળીમાંથી અરુણ છટકી શકે એમ નથી."

અનિલનો ગુસ્સો હવે કાબુમાં ન રહ્યો.

"શેઠ, માફ કરજો. ત્હમારા કાયદાથી હમે બ્હીતા નથી. કાયદા સ્હામે થવાનું જેનામાં શૂરાતન છે તેને મન ત્હમારા કાયદાની ખોટી બ્હીક કાંઈ હિસાબમાં નથી. ત્હમારાથી થાય તે કરવા ત્હમે મુખત્યાર છો." ક્રોધાવેશનો ધુંધવાતો અનલ એકાએક પ્રજ્વળી ઉઠતાં છેલ્લો જવાબ આપી અનિલ રૈફથી ચાલ્યો ગયો.

અરુણને મળી ત્હેને આ જાહેર પત્ર સંબંધી પૂછવાની વિચારમાળા ગુંથતો અનિલ ચાલ્યો જતો હતો ત્યાં માર્ગમાં બૂમ પડી.

"અનિલભાઇ, એ તુમચા પત્ર." ટપાલીએ અનિલને પત્ર આપ્યો. અરુણના હસ્તાક્ષરથી અધીરો બની એણે ત્વરાથી વાંચવા માંડયો.

શનિવાર તા૦..................

**પ્રિય ભાઈ,**

વર્ષોથી તું ક્હેતો આવ્યો છે કે હું ત્હારો નથી. આજે પણ ત્હારો નથી થઇ શકતો. પણ સ્નેહી, દુભાઇશ નહિ. ત્હારો નહિ થયો એ ઠીકજ થયું. નહિ તો અત્યારે છૂટા પડતાં કોણ જાણે શુંનું શું થાત. તું જાણે છે ને કે મોડા વહેલા સૌ કોઈને છૂટા પડવાનું તો હોયજ છે?

આજે ઘણે દિવસે વળી પાછું કાંઈક ગાંડુઘેલું લખી દઉં છું. શાણપણ તો ક્યારનુંય ખોયું છે. કોલરીજનું વાક્ય તું ભૂલ્યો નહિ હોય કે "It is impossible to love and be wise." હૃદયનો ઉભરો છેલ્લી વખત તો ત્હારી પાસે ઠાલવું ને?

મ્હારૂં દુર્ભાગ્ય ત્હારાથી ક્યાં અજાણ્યું છે? ભાઈ હું શું કરૂં? કોની સામે બંડ ઉઠાવું? જીગર ભડભડ સળગે છે. અરેરે! એ અંગાર છાંટવાનું સાધન સુલુના આત્મા સિવાય બીજું કાંઈ નથી.

સાત સાત મહિનાથી હું વેઠતો આવ્યો છું. સુલુને ન ચહાવાનું આ જીવનમાં તો કદી બને એમ નથી. હવે નથી સહન થતું. પ્રભુ! પ્રભુને હું ખોટો યાદ કરૂં છું. પ્રભુ કરતાં હું બીજાને વધારે નથી ચ્હાતો? "સુલુ...સુલુ! શું કરૂં? ત્હારી માળા જપું? જપું છું તોય તું મ્હારી નહિજ ને? પ્રિય!—'પ્રિય' કહી દીધું! મ્હને હક્ક હશે? શા માટે નહિ? ત્હારૂં જીવન બીજા સાથે બંધાય તેથી શું? ભલે તેમ થયું. પણ તેથી કાંઇ તું મ્હને પ્રિય થતી મટીશ? હું ત્હને કદાચ પ્રિય નહિ હોઉં, ત્હારાં લગ્ન ભલેને શાંતિ સાથે થાય, કે ભલેને તું મ્હને હડધૂત કરે, પણ... પણ તેથી શું? તું પ્રિય છે તે છેજ. બુદ્ધિજ અવિવેક શીખવે છે. મ્હારૂં હૃદય સાચું છે. "The heart is always above talent."

"મ્હારૂં હૃદય તે કાંઇ અન્યનું થોડુંજ છે? પણ સુલુ, હું ભૂલ્યો. તું નિર્દોષ છે. ત્હને મ્હારી અંતરવ્યથા ક્યાં ખબર છે? ત્હને તે જણાવું? શા માટે? મ્હારા સુખ ખાતર હું ત્હારો આનંદ શા માટે લઉં? તું તો હજુ કિશોર છે. બાર વર્ષની બાલ્યાવસ્થામાં હજુ હમણાં તો તું રમતી હતી. યૌવન તો હજુ ત્હારે આંગણેય નથી આવ્યું. ત્હને પ્રેમના નિશાની કે મદનના મદની શી જાણ? સુલુ, તું શાણી છે—શાંત છે. તું ત્હારે સુખી થજે."

ભાઇ, રાત દિવસ આવા ધબકારા થયાંજ કરે છે: નથી જીવાતું. મ્હારામાં જીવન જેવી કાંઇ વસ્તુ છે? શું કરૂં? આત્મહત્યા? હા. મ્હારે જીવીને શું કામ? જીવવું પણ કોને સારૂં?

પણ આહ! હું ભૂલ કરું છું. આત્મહત્યાનું ભયંકર પાપ હું નહિજ કરું. આત્મહત્યા કરનારમાં તો કાયરતા છે.

બ્હેન! મ્હોટી બ્હેન! પ્રથમ ત્હેં સુરૂની વાત કરી ત્યારે–તે દિવસે–હૃદયમાં કેટલો આનંદ હતો! અને આજે? આજે તે દિવસ સ્મરણપટ પર ખરો થતાં રોમાંચ અનુભવાય છે–અંગેઅંગમાં કંપારી છૂટે છે.

સ્નેહીઓના શાંત આશ્વાસન માટે અહેસાન માની કૃતજ્ઞતા દાખવું છું. ગરીબ બીચારા દિલાસા! એનામાં દુઃખ ફેડવાની શક્તિ હશે ખરી? શબ્દના સાથીયાથી કે દિલાસાનાં ચક્રોથી દીલનાં દર્દ રૂઝાયાં કદી સાંભળ્યાં છે?

ત્યારે ભાઇ, હવે હું જાઉં છું. "અરૂણ, મૂઢ! શા માટે તું સુરૂ પ્રતિ આકર્ષાયો?" જાત માટે આમ ગ્લાનિ કેમ ઉપજતી હશે? પ્રેમ, ત્હારી પાછળ દિવાના થનાર દુઃખીજ થયા છે. કવિઓની કલ્પનાઓ કલ્પના હોઈ અસત્યજ છે. ટેનીસને લખવામાં ભૂલ કરી હશે.

"It is better to have loved and lost,
Than never to have loved at all."

કલાપી જેવા આત્મલક્ષી કવિનો અનુભવ ન્યારો હશે. એને ચહાવામાં ને પછી સહેવામાં આનંદ લાધતો'તો. મ્હને ચહાવામાં ને પછી સહેવામાં જીવલેણ દર્દથી પણ ગંભીર વ્યથા અનુભવવી પડે છે.

પ્રેમ! ત્હારે કાજે કેટલો ત્યાગ!! તો હું પૂરેપૂરો ત્યાગી બનું તો કેવું સરસ!!!

અનિલ, મ્હને શોધીશ નહિ. હું જાઉં છું. મ્હારી શોધ કરવાની ઘેલછામાં ન પડીશ. સમાજથી દૂર દૂર—ઘણે દૂર—હું એકલોજ રહીશ, એકલોજ જીવીશ, એકલોજ મરીશ.

પ્યારા અનિલ, મ્હેં ત્હને કેટલું દુઃખ દીધું? તે કાજે હું ત્હારે સારૂ શું કરું? પ્રભુ ત્હને સદાય સુખી રાખે ને મ્હારા પર કરેલા ઉપકારનો બદલો મ્હારા બદલ તે વાળે.

એક વાત લખવી રહી જાય છે. સુમનલાલને આવતી કાલના સાપ્તાહિકમાં, સમાજના હિત ખાતર એક જાહેર પત્ર લખ્યો છે તે વાંચજે.

દુઃખના રોદણાં સિવાય હાલ તો મ્હારી પાસે બીજું શું હોય?

લિ૦ અરુણ.

હૃદયને હલહલાવી નાંખે તેવો પત્ર વાંચી સ્નેહીનું હૃદય રડી પડ્યું. અરુણ વિનાનું જીવન એને ન્હોતું ગમતું. અરુણ પાછળ એ દિવાનો બન્યો.

(૬)

નર્મદા નદીનાં નિર્મળ નીર ત્યાં વહે છે. પ્રભાત પડે ને પક્ષીઓના કલ્લોલ ત્યાં થાય છે. દુન્યવી મોહ–માયાને ત્યાં સ્થાન નથી. સ્વચ્છ સલિલ મધ્યે એવો એક ન્હાનો દ્વીપ હતો.

વર્ષો સુધી એ દ્વીપ એકલો અટુલો રહ્યો. દોઢ વર્ષથી એક ન્હાની ઝૂંપડી ત્યાં બંધાઈ છે. જગતના ત્રાસથી ને કુદરતના કોપથી ન્હાસી છૂટેલો એક આત્મા ત્યાં રહેવા લાગ્યો.

*　*　*　*

"અનિલ...." એક કરૂણાજનક શબ્દધ્વનિ થયો. પાંચ દિવસની શારીરિક પીડાથી ટળવળતો આત્મા કાંઈક બોલ્યો.

"અનિલ...ભાઇ. માફ...મ્હારે હવે જવું પડશે." પાંચેક મીનીટ પછી વળી પાછો અચકાતો અચકાતો અવાજ સંભળાયો.

"અરુ, હું...હું એકલો નહિ રહું. હું પણ ત્હારી સાથે આવીશ." જીવલેણ જ્વરથી પીડાતો અનિલ બોલ્યો.

એકએકને ભેટી બેઉ સ્નેહીઓ ધરતી ધીકે તેવા તાવથી પડ્યા છે. બેઉની શક્તિનું શૈથિલ્ય પ્રતિપળે વધતું જાય છે. એકએકને જોતાં એક એકના અંગ પર હાથ ફેરવે છે. બેઉ બરોબર બોલી શકતા નથી.

"બા,......બાપા,......બ્હેન,......અનિલ......સુધુ—બધાં માફ કરજો. અનિલ, મ્હારા અ...નિ...લ..." અવાજ ઘેરાયો. વાક્ય અટક્યું. બે-ચાર મીનીટ પસાર થઈ ગઈ.

"અરુ, વ્હાલા અરુ. આમ ન બોલ. મ્હને મૂકી...તું ક્યાં જાય છે? લઈ જા... લઈ...જા. ત્હારી સાથે મ્હને પણ લઈ...જા. હું ત્હા...રો છું. ત્હારો હતો...ત્હારો જ રહીશ. તું-હું સાથે...ર...હી..." શબ્દો તૂટયા. પ્રેમાર્દ્ર પ્રાણ જાઉં જાઉં કરી રહ્યા.

ક્ષણ-બે ક્ષણ વીતી. ફરી પાછો કારુણ્યની અવધિ ન રહે તેવો આક્રંદી ઉચ્ચાર નીકળ્યો.

"ભાઈ, જગતમાં કોઈને નહિ મળે એવા ભાઈ,...જાઉં ને? રજા આપ. જો...જો... આ યમ...દૂત ઉભા છે. 'ચાલ, માફ...કરજે...હવે...હવે...ક્યારે...મળશે?...સુધુ...શાંતિ, પ્રભુ ત્હ...મને સુ...ખી..."

"દૂત...યમદૂત...ઉ...ભા રહો...મ્હારા અરુની સાથે...મ્હને...આવવા દો. રહે... ઉભો...અરુ...હું આ...વું છું...અરુ...અરુ..."

"અ...નિ...લ..." "અ...રુ..."

અનિલ-અરુના આત્મા—અન્યોઅન્યના આલિંગનમાં—અંતર્ધાન થયા.

---

## જકુમારી

...........................લેખકઃ—રા. રા. જનાર્દન પ્રભાસ્કર.

(લોર્ડ ટેનીસનના ' The Day Dream ' કાવ્યને આધારે.)

સો સો વર્ષનાં વાયાં વ્હાણલાં,
તો ય થયો ન નિદ્રાભંગ રે:
એવાં તે કોણે જાદુ કર્યાં ?-(૧)

શાન્ત નિદ્રામાં સૂતી સુન્દરી,
સર્વ થયું ત્યારે સ્થંભ રે,
પશુ પંખી એ હાલે નહિઃ-(૨)

પડ્યાં અચેતન સર્વ યે,
રાજા અને દરબાર,
સકલ મહેલના પરિજનોઃ-(૩)

દૂર દૂર દેશથી આવીઓ
એક રાજકુમાર,
આવી મહેલમાં ઉતર્યોઃ-(૪)

એના પરે યે પ્રસરી રહ્યો,
પેલો જાદુઇ ચમત્કાર,
મહેલ તરફ એ પરવર્યોઃ-(૫)

તોડી એણે વાડ મહેલની,
કર્યો યોગાને પ્રવેશ,
અદૃશ્ય શક્તિ કોઈ પ્રેરતીઃ-(૬)

એના અન્તર ગવાતાં હતાં
કંઈ જાદુઈ ગાન,
પેઠો સુન્દરીશયનખંડમાંઃ-(૭)

સુન્દરીની શય્યા કને આવીને,
પડયો ગુંઠણ કુમાર,
સુન્દરીની આંખને ચૂમી કરેઃ-(૮)

રાજકુમારતણા સ્પર્શથી,
કે આ ચુમ્બનપ્રભાવ,
જાદુ તૂટ્યું સો - વર્ષનું !-(૯)

બન્ધ પડેલ પાછાં વાગીયાં,
મહેલમાંનાં ઘડિઆળ,
પવન ફુંકાવા પાછો માંડીઓ !-(૧૦)

પછી જાગેલ રાજકુંવરી,
ગુંથી હાથમાંહે હાથ,
રાજકુમાર સાથ નીકળીઃ-(૧૧)

તેઓ મહેલ બ્હાર નીકળ્યાં,
ગયાં ડુંગરની પાર,
કરવા વિહાર નવી ભોમમાં !-(૧૨)

ચુમ્બન એ રાજકુમારનું,
હતું એવું અદ્‌ભુત,
બીજાં ચુમ્બન ઉર ઇચ્છતી !-(૧૩)

કુંવરી કહે એવાં બીજાં,
એક ચુમ્બનને માટ,
સૂવા સો વર્ષ હું તૈયાર છું !-(૧૪)

સુન્દરી પછી પૂછે વિસ્મયે,
કહો રાજકુમાર !
મ્હને કહીં લઇ જાવ છો ?-(૧૫)

રાજકુમાર તેહને કહે-
ચાલ પિતાને દરબાર,
એવી અદ્‌ભુતતા અનેક ત્યાંઃ-(૧૬)

રાજકુમાર ને કુમારિકા
પછી ગયાં જગતપાર,
પિતા તણા દરબારમાં !-(૧૭)

એવાં સંજીવની અમૃતે,
જાગ્યાં કુમારી—પરિવાર,
પીવા નહિ કોણ ઇચ્છશે ?-(૧૮)

# ગુજરાતી સાહિત્ય અને પ્રજાજીવન

લે:—રા. રા. ચન્દ્રવદન મુનીમ

## ૧. સાહિત્ય

'વાઙ્મય એટલે સાહિત્ય' એ વ્યાખ્યા આજ સુધી લગભગ સર્વમાન્ય હતી. વિક્ટોરીઅન યુગના વિચારકો "ચિત્તના સર્વ વ્યાપારને 'લીટરેચર' કહેતા"; ગુજરાતના મોટા વિવેચકોએ પણ લખાણ માત્રને સાહિત્ય ગણીને વર્ગીકરણ કર્યું છે.[૧]

પરંતુ આ વ્યાખ્યા સામે હવે વિરોધ દર્શાવવામાં આવે છે, કેમકે તેની રૂએ તો જે કાંઈ પણ બોલાય કે લખાય તે સાહિત્ય એવો અર્થ થાય. વર્તમાનપત્રોમાં આવતી જાહેરાતોને, હજુ ય કેઈક કોઈક સ્થળે દેખા દેતી સાસુ વહુની લડાઇને, ગણિતશાસ્ત્ર કે વિજ્ઞાનના પુસ્તકને કે કલ્પનાપ્રધાન કર્તાની ભાવનાયુક્ત કળામય કૃતિને એકજ કક્ષામાં મૂકવા એ અસંગત છે; અને તેથી 'વાઙ્મય એટલું બધું સાહિત્ય' એ અસ્વીકાર્ય થઈ પડે છે.

હડસન કહે છે કે 'સાહિત્યનું પુસ્તક, અર્થશાસ્ત્ર તત્ત્વજ્ઞાન કે ઇતિહાસનો ખાસ શાસ્ત્રીય ચર્ચા કરતા ગ્રંથથી નોખું પડે છે કેમકે તે મનુષ્ય ઉપર, તે માણસ છે તેથી, અસર કરે છે, અને જ્યારે શાસ્ત્રીય ચર્ચાનો હેતુ માત્ર જ્ઞાન પ્રસારવાનો છે ત્યારે સાહિત્યનો આદર્શ ઉદ્દેશ જે રીતે તે વિષયને ચર્ચવામાં આવે છે તેથી વાચકને રસિક સંતોષ (aesthetic satisfaction) આપવાનો છે.[૨]

આ ઉપરથી જણાશે કે જેને આપણે સાહિત્ય કહીએ તે સમસ્ત માનવજાતને સામાન્ય રસનો વિષય હોવું જોઈએ, અને તેમાં તેના રૂપને અને તેને અંગે ઉદ્ભવતા આનંદને પ્રાધાન્ય મળવું જોઈએ. જે લેખનને કે કથનને આપણે સાહિત્ય તરીકે ઓળખીએ તે તેના વિષયની કળામય ગુંથણીથી, ચર્ચા માટે વપરાએલા રૂપથી, વાણીના પ્રાબલ્યથી–પ્રભાવથી, કે ભાવનામય કલ્પનાથી આપણા ઉપર બહુજ સચોટ અસર કરવા શક્તિમાન હોવું જોઈએ.

પહેલાં સંસ્કૃતમાં કાવ્યશાસ્ત્ર અને રસાલંકારના ગ્રંથો માટે 'સાહિત્ય' શબ્દ વપરાતો. પરંતુ ધીમે ધીમે અર્થ બદલાતો ગયો અને તે શબ્દ માત્ર કાવ્ય અને કળાત્મક કૃતિઓને માટેજ વપરાવા લાગ્યો. આ પ્રમાણે અહીં રસ અને કળાને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે.

હડસન, ના. ખબરદાર[૩] અને રા વિજયરાય[૪]ના વ્યાખ્યાઓ પરથી સાહિત્ય અને

---

૧. કૌમુદી અધિક ચૈત્ર ૧૯૮૨.

૨. An Introduction to the Study of Literature p. 10

૩. 'સત્યના કે સૌંદર્યના વસ્તુ' કલ્પનાયુક્ત ઉચિત લેખન કે કથન તે સાહિત્ય.'
—સાતમી સાહિત્ય-પરિષદ્‌ના સાહિત્ય વિભાગના અધ્યક્ષના ભાષણમાંથી.

૪. 'સાહિત્ય એ પ્રતિભાવંત માનવ આત્માની સિસૃક્ષાનો રસાત્મક કલાયુક્ત વાણીરૂપે આવિષ્કાર છે. અને તેવો આવિષ્કાર સાર્વત્રિક વિશ્વમાન્ય વિશ્વવ્યાપી માનવ ભાવોને મૂર્ત કરનારો હોવાથી, સાહિત્ય એકલા પંડિતોના કે એકલા ઉપદેશકોના, એવા અમુકજ વર્ગને નહીં પણ જન સમસ્તને પ્રિય લાગે છે.'
—કૌમુદી અધિક ચૈત્ર ૧૯૮૨ પૃ. ૭.

માનવજીવનનો સંબંધ માલમ પડે છે. શ્રી. ખબરદાર કહે છે કે માનવજીવનની શરૂઆતથીજ સાહિત્યની ઉત્પત્તિ થઈ છે. અહીં 'સાહિત્ય' શબ્દ અત્યાર સુધીના પ્રચલિત અર્થમાં—વાઙ્મય-ના અર્થમાં—વાપરવામાં આવ્યો લાગે છે ને તે બરાબર છે કેમકે જ્યારે વાઙ્મયનું ક્ષેત્ર અત્યાર જેટલું વિશાળ ન હતું ત્યારે લલિત વાઙ્મય, શાસ્ત્રીય વાઙ્મય અને બોધક વાઙ્મય[૫] એવા કે એના જેવા વિભાગો પાડવાનું આવશ્યક હતું નહીં. અને તેથી વાઙ્મય—સમસ્ત વાઙ્મય—જે માનવ જીવનને પશુ જીવનથી ખાસ વિશિષ્ટ બનાવે છે તે ઓછામાં ઓછા સ્વરૂપમાં આપણું આદ્ય સાહિત્ય લેખાય એ સ્વાભાવિક છે. કેળવણી વિના, સંસ્કાર વિના, શાસ્ત્રીય અભ્યાસ વિના, માત્ર નૈસર્ગિક પ્રેરણાથી, પ્રાથમિક અવસ્થામાંથી પસાર થતા લોકોમાં પણ સાહિત્ય સંભવે છે દાખલા તરીકે આફ્રીકાના સીદીઓ ને અહીંના ભીલ, અભણ અને જંગલી ગણાય છે. તેઓ પણ દેવ-દેવીઓની આરાધના માટે ગીતો ગાય છે, આનંદ પ્રસંગે નાચ નાચે છે, રાસ રમે છે, તેજ તેમનું સાહિત્ય—કંઠસ્થ સાહિત્ય. એ ગીતો તેમના આનંદગીતો ને રસગીતો, એજ સમસ્ત લોકનો ભાવ વ્યક્ત કરે છે; અને તેમના રાસ અને નાચ એજ તેમની કળા.

## ૨. સાહિત્ય અને પ્રજાજીવન

આ ઉપરથી સિદ્ધ થાય છે કે સાહિત્યનો માનવજીવન સાથે આદિકાળથી સંબંધ હતો. એટલુંજ નહીં પણ માનવજીવનમાં તેની મહત્તા પણ ઘણી હતી. સાહિત્યે-એજ રસાત્મક અને કળામય સાહિત્યે પ્રજાજીવનમાં આનંદ અને રસની લ્હાણી કરીને પ્રગતિ સાધ્ય કરી.

સાહિત્યમાં પ્રગતિ અને પ્રજાજીવનનો ઉત્કર્ષ પરસ્પર અવલંબી રહ્યાં છે. સાહિત્ય અને પ્રજાજીવન એ બે એક જોડલું બન્યા. એકની પ્રગતિ કે અધોગતિનો આધાર બીજા પર રહ્યો.

પ્રજાની અધોગતિ એટલે સાહિત્યની અધોગતિ. રોમન સામ્રાજ્યની પડતી પછી આખા યુરપ ખંડમાં અરાજકતા પ્રસરી; પ્રજાએ સ્વાસ્થ્ય અને શાંતિ ખોયાં; તેની પ્રગતિ અટકી ને અવનતિ શરૂ થઈ. તેનું સાહિત્ય ખાખાખીખી થઈ ગયું. રસ અને કળા, કલ્પના અને ભાવના જીવનમાંથી ઉડી ગયાં. નવીન સાહિત્ય કૃતિઓ તો બાજુએ રહી પણ જે હતું તે ય જવા બેઠું —ને આ સ્થિતિ છેક 'રેનેસન્સ' સુધી ચાલુ રહી. ભરતખંડમાં સ્વતંત્રતા અને શાંતિના યુગમાં સંસ્કૃત સાહિત્ય સમૃદ્ધ થતું ગયું. પરદેશીઓના હુમલાથી કે માંહોમાંહે રાજાઓએ પ્રગટાવેલી ભાઈવારયણીને લીધે પ્રજામાં અશાંતિ અને દેશમાં અરાજકતા પ્રસર્યાં કે સાહિત્યની અવનતિ શરૂ થઈ, તે એટલે સુધી કે સંસ્કૃત ભાષા આજે મૃત ભાષા ગણાય છે. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાંથી પણ આવા દાખલાઓ મળી આવશે. ચૌદમા શતકમાં ગુજરાતમાં મુસલમાની રાજ્ય સ્થપાયું. જાન ને માલનું રક્ષણ બહુજ અનિશ્ચિત થયું. રાજા પ્રજાપાલનનો ધર્મ ભૂલીને તેને લૂંટવા લાગ્યા. જીવન રસહીન બન્યું ને તેની સાથે સાહિત્ય પણ 'ઓસર્યું'—અદશ્ય થવા લાગ્યું.

અને જેમ પ્રજાની અધોગતિ એટલે સાહિત્યની અધોગતિ એ સર્વાંશે ખરું છે તેમ

૫. કૌમુદી અ. ચૈ.'૮૨ પૃ. ૩.

સાહિત્યનો નાશ તે પ્રજાનો સ્વતંત્ર પ્રજા તરીકે વિનાશ એ પણ અક્ષરશઃ સત્ય છે. પ્રજાના સાહિત્યમાં તો તેની સંસ્કૃતિ સીંચેલી છે; તેમાં તેનો આત્મા અમર તપે છે; તેમાં તેનો ઇતિહાસ આલેખાયેલો છે. તેના સાહિત્યનો નાશ કરવો એટલે પ્રજાને સત્વહીન, રસહીન, સંસ્કૃતિ વિનાની, અસ્મિતા વિનાની બનાવવી, અર્થાત્ તેનો પ્રજા તરીકે વિનાશ કરવો. મહાન સમ્રાટ સિકંદરે ઇરાન જીત્યા પછી તે દેશની સંસ્કૃતિનું ધન, હજારો વર્ષના તપોબળે સમૃદ્ધ થએલું મહાન પુસ્તકાલય બાળીને જમીનદોસ્ત કર્યું–વૃક્ષને મૂળીઆમાંથીજ ઉખેડી કાઢ્યું, પ્રજાની કરોડ તોડી નાખી. પરિણામે તે પ્રજા–વેદકાળજૂની પ્રજા–ફરીથી અસલ સ્થિતિ નજ પ્રાપ્ત કરી શકી. બીજો દાખલો આયર્લેંડનો. જ્યારે તે દેશ અંગ્રેજોના રક્ષણ હેઠળ આવ્યો ત્યારે ત્યાંના મુખ્ય રીતરિવાજો કાઢી નાંખીને ઈંગ્લેંડના કેટલાક રિવાજો દાખલ કરવામાં આવ્યા. મુખ્ય ફેર એ થયો કે આયર્લેંડમાં કેળવણી આંગ્લ ભાષાદ્વારા આપવી શરૂ થઈ. આ નાના દેખતા ફેરનું પરિણામ એ આવ્યું કે આયર્લેંડનું વ્યક્તિત્વ, તેની અસ્મિતા ઈંગ્લેંડમાં સમાઈ ગઈ—તેટલા વખતને માટે ઈંગ્લેંડે આયર્લેંડ ઉપર સર્વ શાસનોમાં સર્વોપરિતા પ્રાપ્ત કરી. આ અવસ્થા આજથી લગભગ ત્રણ ચાર દશકા પૂર્વે નેતાઓએ સ્વભાષા માટે જબરી હીલચાલ શરૂ કરી ત્યાં સુધી ચાલી, અને હજુ આજે એમ પણ કહેવાય છે કે જોકે દરેક શેરીનું નામ સ્વભાષામાં શેરીને નાકે લખવામાં આવે છે તોપણ ત્યાંના દેશભક્તો ભૂલા ન પડે તે માટે સાથે સાથે તે નામ આંગ્લ ભાષામાં પણ લખવામાં આવ્યું હોય છે. આ બે દૃષ્ટાંતોમાં ફેર માત્ર એટલોજ છે કે જ્યારે ઇરાનમાં સમસ્ત સાહિત્યનો નાશ કીધો ત્યારે આયર્લેંડમાં પોતાનું સાહિત્ય સમજવાનું કે નવું સર્જવાનું અશક્ય બનાવી દેવામાં આવ્યું. હિંદુસ્થાનમાં પણ સંસ્કૃત અને ફારસી કે હિંદી અને ઉર્દુ ભાષાની કેળવણી આપવાને બદલે મુખ્યત્વે અંગ્રેજી ભાષાની કેળવણી આપવાનું નક્કી કરીને લોર્ડ મેકોલેએ હિંદની પરતંત્રતાનો વર્તારો કાઢ્યો. મૂળમાં તો અંગ્રેજોના આગમન પ્રસંગેજ દેશમાં અંધાધુંધી; સાહિત્ય ને પ્રજા બેઉ નીચા તો પડેલાજ હતા, તેમાં આ નિશ્ચયે તો આપણા સાહિત્યને–સંસ્કૃત કે ગુજરાતી કે ગમે તે પ્રાંતિક ભાષાના–તાત્કાલિક પુનર્જીવન આપવાનું અસંભવિત બનાવ્યું. જો આપણામાંના થોડાકોએ પણ આવી પરિસ્થિતિમાં અભ્યાસ ચાલુ રાખીને આપણા સાહિત્યનું સંશોધન કરી પ્રજાજાગૃતિની ઢોલ વગાડી નહીં હોત તો ૧૮૫૭ની પહેલાના સમયની જેમ આપણે હજુ પણ સુષુપ્તિમાંજ હોત. હમણાં પણ આપણે કુંભકર્ણશી નિદ્રામાંથી હજુ અત્યારેજ જાગ્યા છીએ ને બે હાથે આંખો ચોળતા ચોળતા ભૂત ને વર્તમાન કાળમાં ડોકીઆ કરવા મથી રહ્યા છીએ. આપણે જોઈએ છીએ કે આપણા પૌરાણિક આખ્યાનો ને સ્વયંવરની કથાઓ—આપણી વીરરસની કહાણીઓ–ખોળંબે પડી છે; કળામય ગરબીઓ અને તાલબદ્ધ રાસડાઓ કેળવણીના કેન્દ્રસ્થાનને સ્પર્શ પણ ભાગ્યેજ કરી શકે છે. આપણા સાહિત્ય કરતાં આંગ્લ સાહિત્ય તરફ આપણો વધારે પક્ષપાત છે. આમાંજ ગુજરાતની અસ્મિતા સમાઈ હશે કે? આ સૌ એક અર્થસૂચક ને ગૂઢ ફેરનું ગંભીર પરિણામ!

આ સાંના વિવેચન પરથી એટલું તો સિદ્ધ થાય છેજ કે 'સાહિત્યની ઉન્નતિમાં પ્રજાજીવનનો ઉત્કર્ષ છે અને પ્રજાજીવનના ઉત્કર્ષમાં સાહિત્યની ઉન્નતિ છે.' 'પ્રજાજીવનની પ્રતિકૃતિ

તેના સાહિત્યમાં છે તેમ સાહિત્યની પ્રતિકૃતિ તેને પોષનાર પ્રજાના હૃદયબળમાં છે.[૬] પ્રજાજીવન અને સાહિત્ય Complementary અંગો છે —supplementary નહીં.

## ૩ ગુજરાતી સાહિત્ય ને પ્રજાજીવન.

### (અ) સામાજિક જીવન ને સાહિત્ય.

દરેક પ્રજાના સાહિત્યની શરૂઆત પદ્યથી થઈ છે. ગદ્ય કરતાં પદ્યનો વિકાસ વધારે વહેલો થયો છે. આપણા વેદો પદ્યમાં રચાયા. રામાયણ ને મહાભારત દુનીઆનાં મહાકાવ્યો ગણાય છે. ગુજરાતીમાં પણ તેમજ. મીરાંએ ને નરસિંહ મહેતાએ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનો ધ્વજ ઉંચો કર્યો તે પદ્ય વડે. મધ્યકાળમાં તો જાણવા જેવું ગદ્ય સાહિત્ય છેજ નહીં.

ત્યારે ગુજરાતી સાહિત્યની સાલવાર સમીક્ષા કરતાં પ્રથમ તો આપણે મોટે ભાગે પદ્ય સાહિત્યનું અવલોકન કરવાનું રહેશે. ઉપરના ફકરા ઉપરથી સિદ્ધ થાય છે કે મનુષ્યમાં કવિત્વશક્તિ નૈસર્ગિક છે. તેને માટે જ્ઞાનની કે અભ્યાસની ખાસ આવશ્યકતા નથી. મીરા ને નરસિંહના સમયમાં જ્ઞાનનો પ્રચાર ઓછો હતો. તેમની કેળવણી સંબંધી પણ આપણી પાસે માહિતી નથી. છતાં તેમની કાવ્ય પ્રસાદીઓ હજુય આપણા ઘરઘરનું આભૂષણ થઈ રહી છે. હજુય કેટકેટલાને તે ભક્તિની પ્રેરણા આપી રહી છે.

કવિતા માણસમાં સ્વાભાવિક છે એ સિદ્ધ છે છતાં કવિતા અનુકરણ કરે છે કે કલ્પના કરે છે ? એરીસ્ટોટલના મત પ્રમાણે માણસ સૃષ્ટિમાં જે નજરે પડે છે તેનું અનુકરણ કરીને પોતાની કાવ્યસૃષ્ટિ રચે છે. બેકન એમ માને છે કે માણસ પોતાના તર્ક અને કલ્પનાથી સૃષ્ટિમાં ન હોય તેવું ઉત્પન્ન કરે છે, અને તેનું નામ કવિતા. રા. રમણભાઈ આ ચર્ચાનો ઉપસંહાર કરતાં જણાવે છે કે 'કલ્પનાવાદ સત્ય ભાસે છે તેમજ અનુકરણવાદ અસત્ય નથી દીસતો....ટૂંકામાં કવિતાનું કામ અનુકરણ કલ્પવાનું છે.'[૭]

આ ચર્ચા પરથી એટલું નક્કી થાય છે કે જોકે કવિતામાં કલ્પનાનું પ્રાધાન્ય છે તોપણ અનુકરણ એ કાવ્યકળાનું એક અંગ હોવાથી કવિતામાં સૃષ્ટિના ક્રમનું આછું પ્રતિબિંબ તો પડવાનુંજ. જો કવિની કૃતિ આત્મલક્ષી (Subjective, હોય તો તેમાં 'સર્વ ઠેકાણે કવિના અંતરાત્માની મૂર્તિ છપાએલી હોય.' અને સૃષ્ટિક્રમની પ્રતિકૃતિ તેમાં બહુજ ઝાંખી હોય છે. પણ જો કવિની કવિતા પરલક્ષી (Objective) હોય તો તેમાં 'કવિથી પૃથક્ બાહ્ય વસ્તુસ્થિતિનું ચિત્ર હોય,' અને સૃષ્ટિક્રમની પ્રતિકૃતિ તેમાં ખુલ્લા રંગે ચીતરાએલી હોય છે.

મધ્યકાલીન ગુજરાતી કવિતા તરફ નજર કરતાં એટલું તો સહેલાઈથી માલમ પડી આવે છે કે 'સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ' એ પરલક્ષી કવિતાના ત્રણ વિષયો એમાં મુખ્યત્વે ચર્ચવામાં આવ્યા નથી. આત્મલક્ષી કવિ સંબંધી ડેવિડ મેસનો અભિપ્રાય—'તેના કેટ-

૬. રા. ખબરદારના ભાષણમાંથી.

૭. 'કવિતા અને સાહિત્ય' પૃ. ૩ વિસ્તૃત ચર્ચા માટે.

લાક દૃઢ મત હોય છે, ૮ તેનું મન કેટલીક વૃતિઓમાં નિત્ય રહે છે, અને સત્ અસત્ વિશે તેના કેટલાક વિશેષ અભિપ્રાય હોય છે, તેની કલ્પના જે જે ચિત્ર રચે છે તે સર્વમાં તે આ મત, વૃતિ અને અભિપ્રાયનો વિસ્તાર કરે છે'—તે કાળના ગુર્જર કવિઓને માટે યથાર્થજ છે. તે સમયની આત્મલક્ષી કવિતામાં તે સમયનું ચોખ્ખું પ્રતિબિંબ જોવાનો પ્રયાસ ભાગ્યેજ સફળ થાય.

કૃષ્ણ કનૈયા પાછળ ગાંડી બનેલી, તેને માટે દુનિયાને અવગણી સંસારી બંધનોથી વિરક્ત થએલી મીરા,૯ કે સંસારી છતાં વૈરાગી, સંસારમાં રહેતો છતાં તેની જરૂરીઆતોને પૂરી પાડવાને પ્રભુ પર આધાર રાખતો,૧૦ પ્રભુભક્તિ માટે ન્યાતની કે સમાજની પ્રણાલિકાનો નાશ કરવો પડે તો તેમ કરવાની હામ ભીડનાર૧૧ નરસિંહ મહેતો—આ બેઉની કવિતાનો ભક્તિરસ ને તેને અંગે ઉદ્ભવતો શૃંગારરસ વાંચકને તેમાં તરબોળ કરી મૂકે છે—તેમાં રહેલી સાદાઈ ને સરળતા ને સહૃદયતા હજુય આપણું ધ્યાન ખેંચે છે. ભક્તિનું પ્રધાન તત્ત્વ બાદ કરતાં નરસિંહ મહેતાની કવિતામાંથી તે વખતના લોકો ને રિવાજો વિશે થોડુંક અજવાળું પડી શકે એમ છે. નરસિંહ કૃત 'સુદામાચરિત્ર'માંની

'ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણાં'

એ લીટી કવિના સમયના બ્રાહ્મણના સામાન્ય લેખાતા દારિદ્રયનો સારો ખ્યાલ આપે છે.

---

૮. દાખલા તરીકે: જગતના મિથ્યાપણા માટે:

'જાગીને જોઉં તો, જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે.'

—નરસિંહ મહેતો.

મનુષ્યદેહની સાર્થક્તા માટે

'જ્યાં લગી આતમા તત્વ ચિંત્યો નહીં, ત્યાં લગી સાધના ધર્મ જૂઠી,
માનુષ્ય દેહ તાહરો, એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી.'

—નરસિંહ મહેતો.

આ સંસારમાં જ્ઞાન અને સંતસમાગમ વગર સર્વ મિથ્યા છે: આત્મજ્ઞાન મેળવવા અખો કહે છે:

'ગુરુ થા તારો તુંજ, નથી કોઇ બીજો ભજવા,
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સેવા.'

માયાના પ્રાબલ્ય વિશે:

'માયા મોટી જગમાંહે નટીજી, તે આગળ કોઈ ન શકે અટીજી
હરિહર અજથી જે આધી વટીજી, સમજી ન જાય એવી માયા અટપટીજી.'

—અખેગીતા.

૯. 'ગોવીંદો પ્રાણ અમારો, રે, મને જગ લાગ્યો ખારો રે
મને મારો રામજી ભાવે: રે, બીજો મારી નજરે ન આવે રે.'

૧૦ કુંવરબાઇના મામેરામાં, સામળદાસના વિવાહ પ્રસંગે, બાપના શ્રાદ્ધની વેળાએ ને હુંડી માટે ઈશ્વરી મદદ મળી તે.

૧૧. ઢેડવાડના નિમંત્રણનો સ્વીકાર.

'પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન.'

'દૃઢ વરણમાં દઢ હરિ ભક્તિ, તે પ્રેમ ધરિને લાગ્યા પાય,

× × ×

કરજોડીને પ્રાર્થના કીધી, વિનતિ તણાં બહુ વધા રે વચંન,
મહાંત પુરૂષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરો રે કીરતંન.

× × ×

હસિ હસિ નાગર તાળિયો લે છે, આ શારે બ્રાહ્મણના ઢંગ

× × ×

નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઇ વિવેક વિચાર".
બૃહુત કાવ્ય દોહન. ભા. ૧. પા. ૨૫.

આ પંક્તિઓ જ્ઞાતિ સંબંધી લોકમાન્યતા વિશે અને અસ્પર્શ્ય વર્ગની સ્થિતિ સંબંધે સારી માહીતી પૂરી પાડે છે.

'ચીર ચંપક સાડી પટોળી, ઓપતાં તે પહેર્યાં અંગ;
ઘુંઘટમાં મધુરૂં હસતી, નારી નેણ કુરંગ.
શીશપુલી રાખડી, નેણે તે કાજળ રેખ;
લીલવટ સોહે ચાંદલો, વેણીએ તે વળગ્યો શેષ.
નિરમલ મોતી નાકમાં, શ્રવણે પહેરી ઝાલ;
અધર અરુણ ઓપતા, ત્રાજવું શોભે ગાલ.
મોતીઆળી ઝરમર કંઠે, ઉર એકાવળ હાર;
ચોળી પહેરી કસકસી, કર કંકણનો ઝણકાર.
ચુડિલો હાથે સોહામણો, બીડી મુખમાં જાણ;
કાંકણ સર્વ સોહામણાં, શા શા કરૂં વિખાણ.'
બૃ. કા. ૨ પ.

આ લીટીઓ તે સમયની સ્ત્રીઓના પહેરવેશ અલંકાર ને શોખ સંબંધે આકર્ષક વર્ણન આપે છે.

'આઠ વરસ તવ વહી ગયાં બાળાને રૂપ કન્યા તણું તો તે દીઠું.
ધાઈને તેડિયા દિક્ષિત ગોરને, સાંભળો સ્વામિ એક વાત મહારી,
કન્યા સમય વહી જાય પુત્રી તણો, ખોળી લાવો વર, જોગ નારી.

× × ×

ભણ્યો ગણ્યો વર ચતુર ને શોભતો, સામુદ્રિક લક્ષણ હોય જેને;'
બૃ. કા. ભા. ૩. ૪૫.

'સ્વજન કુટુંબ ને નાત તેડી સહુ, મંડપ રચનાના ઠાઠ સાંધ્યા;
ચંદરવા વિવિધ પ્રકારના શોભતા, લળકતાં તોરણ બહાર બાંધ્યાં.
ગાલીચા જાજમ તકિયા રાકલાદના, મંડપ સુગંધના બેહેક છાજે;
માનની મંગળ ગાય ટોળે મળી, વાજિત્રના નાદ બહુ ઘોર ગાજે.

કંસાર ખાજાં જલેબી ને ઘેબર, વિવિધ પરકાર પકવાન કીધાં;
સેવૈયા મોતઈયા દળીઆ લાડુવા, ભાવતાં ઘૃત ને ખાંડ પીધાં.'

બૃ. કા. ભા. ૩. ૫૨.

આ બે અવતરણોમાં તે સમયના લગ્નના–ખાળ લગ્નના પ્રચલિત રિવાજો તથા લગ્નોત્સવના ઠાઠ વિશે બહુ સારી માહીતી મળે છે. આ અને આવા છૂટા છવાયાં દૃષ્ટાંતો સિવાય મીરાં અને નરસિંહની કવિતા મુખ્યત્વે આત્મલક્ષી હતી એમ કહેવામાં કાંઈ ખોટું નથી.

તે જમાનામાં બીજા મુખ્ય કવિઓમાં ભાલણ એક હતો. "ભાલણના સમયની ગુજરાતની સામાજિક સ્થિતિ જાણવાને પૂરતાં સાધન નથી. જો કે તેનાથી તે સમયની અને અત્યારની (પાશ્ચાત્ય સંસ્કાર બાદ કરતાં) આપણી સ્થિતિમાં બહુ ફેર જણાતો નથી."[૧૨]

આજ કવિના 'રામવિવાહ,' 'દશમસ્કંધ' આદિ કાવ્યોમાં પણ લગ્ન સંબંધી કેટલીક હકીકત છે. તેમાં જણાવેલાં વિવાહવિધિ, વરઘોડો, લગ્નવિધિ જ્ઞાતિભોજન આપણને આશ્ચર્યમુગ્ધ નથી કરતાં, કેમકે આપણા રિવાજોને તે વખતની રૂઢિમાં કાંઈ ખાસ ફેર જણાતો નથી. તે સમયે વૃદ્ધવિવાહ પ્રચલિત હતા:

'સાઠિ વરસના ડોસા હેહ, તરૂણી કન્યા પરણે તેહ' પા. ૭૧

કન્યાવિક્રય પણ થતો.

'કલિયુગિ વાત અસંભમ કરી, લેઇ વિત્ત વેચી દીકરી' પા. ૭૩

તે સમયે પતિ પાછળ સતી થવાનો પણ પ્રચાર હશે.

'માયા માંડઇ મોટા યતી, અધબળતી તે નાહાસઇ સતી' પા. ૮૩

વિભક્ત કુટુંબની ભાવના ત્યારે અમલમાં મૂકાતી હશે.

'છોરૂં ઘરિ કુંઆરાં સાત, કહિતુ તાત નિ કહિતી માત;
રલૂં તૂક નિ તે ઘર ભરઈ, તે ખાઈ સહૂ ઠાલૂં કરઈ.
આપણ બે જણ કેરૂ વરૂ, માનું બોલ અહ્માર ખરૂ;
માય બાપથી થાઉ જૂઆ, ધન મેલીનિ ભરીઈ કૂઆ' પા. ૯૦

તથા તે સમયની નીતિભાવનાનો ખ્યાલ આપતી લીટીઓ

'યૌવન માટઇ મોડઇ અંગ, પરનારી શૂં ઝાઝા રંગ
ઘર ધરણી શું નાવિ ઘાટિ, કરઇ વેઠિ નર ફોકટ માટિ' પા. ૮૦

'વિમળપ્રબંધ'માંની આ અને આવિ પંક્તિઓ તે વખતના સમાજનો ચિતાર રજુ કરે છે.

અખાની કવિતામાં મીરાં–નરસિંહની કવિતા કરતાં થોડોક ફેર છે તેણે નવા પંથની–સ્થાપના કરી. પહેલાં કવિતાનો પાયો જેમ કૃષ્ણભક્તિ પર રચાયો હતો તેમ અહીં થયું નહીં. દયારામ સુધી ગોકુળનો ગોવાળ, મોરલીધર કૃષ્ણ કનૈયો, ગોપીઓનો કહાન આપણી સાહિત્ય-

૧૨. રામલાલ મોદીકૃત 'ભાલણ' પા. ૫.

વાટિકામાંથી સામાન્ય રીતે જોતાં અદૃશ્ય થયો. સાધારણ રીતે જોતાં કવિનામાં ધાર્મિક તત્ત્વ ઓછું થયું ને દુન્યવી અંશ વધ્યો.[13]

અપ્રામાણિક માણસોથી ભરેલી દુનીઆથી હતાશ થઈને જ્ઞાનની શોધમાં ભટકતો અખો પોતાની કવિતામાં ભરેલા ભારોભાર તત્વજ્ઞાન ઉપરાંત તેના વખતના લોકજીવન પર થોડું થોડું અજવાળું પાડે છે. દુનીઆની દાંભિકતા,[14] ગુરૂ થઈ બેઠેલા મહારાજોની દુન્યવી આસક્તિ,[15] ને ધાર્મિક જ્ઞાન આપવાની અશક્તિ[16] વગેરે બદીઓ તેણે સચોટ ભાષામાં રજુ કરી છે. બાહ્ય ધાર્મિક ઉપચારો નિરર્થક છે તે બતાવવા કહે છે કે

'તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાકયા ચરણ, તોય ન પહોંચ્યાં હરિને શર્ણ.
કથા સુણી સુણી ફુટચા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.'

ને 'હરિ-ગુરૂ-સંતને' સેવવાનો નિરંતર ઉપદેશ કરે છે. આજના બાહ્યોપચારીઓને પણ આ ઉપદેશ શું અનુકરણીય નથી ?

આ પ્રમાણે આટલા લાંબા કાળના સાહિત્યમાં નહીં જેવા દૃષ્ટાંતો સિવાય પ્રજાજીવનની પ્રતિકૃતિ તેમાં પડતી હોય એમ લાગતું નથી. તેમ છતાં તે સમયના પ્રજાજીવને ત્યારના સાહિત્યની ઉપર એક રીતે તો બહુ સચોટ અસર કરી છે. મધ્યકાળનું સાહિત્ય મુખ્યત્વે કરીને ધાર્મિક હતું તે તે કાળની સ્થિતિને લીધે. આ કથન આપણે જરા વધારે વિસ્તારથી તપાસીએ.

ઈ. સ. ૧૨૯૭ માં અલાઉદ્દીન ખીલજીએ કરણ રાજાને હરાવી ગુજરાતમાં મુસલમાની સત્તાની શરૂ કરી. વખત જતાં આ રાજ્યના ખંડીઆ સુબાએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું ને આ સલ્તનત ઈ. સ. ૧૫૭૩ માં અકબરે ગુજરાત જીત્યું ત્યાં સુધી ચાલુ રહી. આ સમય દરમ્યાન કોઈ કોઈ ભલા રાજાઓ થઈ ગયા અને દેશે લાંબા કાળ સુધી રાજકીય શાંતિ ભોગવી છતાં ખરૂં જોતાં તો, સામાજિક અરાજકતા પ્રસરી રહી હતી. રજપુતોનું રક્ષણ જતાં બ્રાહ્મણો નાસભાગ કરવા લાગ્યા. ઘણા બ્રાહ્મણો તો ઉત્તર હિંદમાં નાઠા.[17] સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ કરવાનો કોઈને અવકાશ ન હતો—સગવડ પણ ન હતી. સાહિત્યના ગ્રંથોમાં સંસ્કૃતને બદલે અપભ્રંશ—ગુજરાતીની પુરોગામી–નો વધારે ને વધારે ઉપયોગ થવા માંડ્યો. સાધુઓ સિવાય કોઈને પણ સાહિત્યનો અભ્યાસ કે સેવા કરવાની અનુકૂળતા નહીં હોવાથી આ અંધાધુંધીના જમાનામાં ધાર્મિક વલણ જ્યારે લોકોમાં સંભવિત ન હતું ત્યારે તેમનું લક્ષ તે તરફ દોરવવાના હેતુથીજ તેમના 'ગચ્છ'થી રક્ષાએલા જૈન સાધુઓએ કેવળ ધાર્મિક સાહિત્યજ સર્જવા માંડ્યું.

---

૧૩. Milestones in Gujarati Literature. પા. ૬૪.

૧૪. 'વૈષ્ણવ ભેખ ધારીને ફરે, પરસાદ ટાળે પત્તરવળા ભરે,
શાસ્ત્રમાં પ્રાન વખાણ્યા જાય, જેમ પીરસે તેમ ગ્રાસ ખાય.'

૧૫. 'શિષ્ય શાખ્યાનો સિર પર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર.'

૧૬. 'ધન હરે ધોખો નવ હરે, એ ગુરૂ કલ્યાણ શું કરે ?'

૧૭. M. S. in G. L પા. ૬૫.

આ યુગમાં થએલી રાજ્યક્રાંતિની સાથે ધાર્મિક જીવનમાં પણ એક મોટો ફેરફાર થયો. રામાનંદે ધાર્મિક ઉપદેશ પ્રાકૃતમાં કરવા માંડી તેને માટે સર્વને અધિકારી બનાવ્યા. આને પરિણામે દેશી ભાષાઓનો વિકાસ થવા માંડ્યો. ત્યાર પછી આખા દેશમાં ભક્તિધર્મનો એક મોટો મોજો ફરી વળ્યો. 'પ્રેમલક્ષણા ભક્તિનો ઉપદેશ કરતું ભાગવત' પ્રજામાં બહુજ પ્રચલિત થયું અને તેમાં રહેલી કૃષ્ણભક્તિએ આખા જનસમાજને તેના રસથી તરબોળ કરી નાંખ્યો, અને આવા જીવનની અસર મીરા ને નરસિંહ મહેતા પર થઈ હોય તો નવાઈ શી?[૧૮]

આ રીતે આપણે જોયું કે તે સમયના સંજોગોની આપણા સાહિત્ય પર ત્રણ મુખ્ય અસર થઈ: (૧) ગુજરાતી ભાષાની—મધ્યકાલીન—શરૂઆત ને તેના વિકાસના પ્રયાસો; (૨) જૈન સાધુઓએ દાખલ કરેલું ધાર્મિક તત્ત; ને (૩) ભાગવતને લીધે લોકપ્રિય થઈ પડેલી કૃષ્ણભક્તિનું દાખલ થવું.

સત્તરમા શતકની બીજી પચ્ચીસીમાં પ્રેમાનંદનો જન્મ થયો. બીજી ભાષાઓની સરખામણીમાં ગુજરાતી ભાષા હલકી ગણાતી તેનો ઉદ્ધાર કરવાને તેણે ભેખ લીધો હતો ને જાણીતું છે. સામળ સાથેની હરીફાઈમાં[૧૯] આપણને એટલો લાભ તો થયો છેજ કે નરસિંહ મહેતાના જીવનના કેટલાક પ્રસંગો લઈ ને તેણે આપણી સમક્ષ તેના તથા પોતાના સમયના સમાજનું આબેહુબ ચિત્ર રજુ કર્યું છે.

આ શતકનો મોટો ભાગ રાજકીય શાંતિમાં પસાર થયો. ૧૬૦૫ માં અકબર મરણ પામ્યો. ૧૬૫૭ સુધી જહાંગીર અને શાહજહાંને તેમના અમલ દરમ્યાન આગ્રેથી દોરેલે ચીલે ચાલ્યાં કર્યું. મુગલ સામ્રાજ્યની આ શાંતિ ગુજરાતમાં પણ હતી. ઔરંગઝેબની સુબેદારી દરમ્યાન ગુજરાતને સમૃદ્ધ તથા શાંત બનાવવાના પ્રયાસો કરવામાં આવ્યા હતા.* ઔરંગઝેબના રાજ્ય દરમ્યાન હિંદમાં અંધાધુંધી ચાલી ખરી પરંતુ ૬૮૪ સુધી તે ઉત્તર હિંદમાં રજપુતો સાથે લડ્યો, '૮૫ '૮૬મા તે દક્ષિણમાં ગયો એટલે આ ખળભળાટની જેટલી અસર થાય તે ઉપરાંત—ને બાદશાહના જુલમી ફરમાનોથી ઉદ્ભવેલા ભય ઉપરાંત—બીજી કાંઈ અસર ગુજરાત પર થઈ નહીં. અલબત્ત આવતા સૈકામાં બનારી લૂંટફાટનું સૂચન કરતા હોય તેમ શિવાજી મહારાજે '૬૪ ને '૬૬માં સુરત લૂટ્યું. પણ તે ભય નાશ પામ્યો કેમકે ફ્રેંચ સૌની સર્વોપરિતા જાળવવા લડવા લાગ્યા ને આ કલહમાંથી ગુજરાત બચ્યું.

આ શાંત જીવનની આપણા સાહિત્ય પર એક મોટી અસર થઈ તે એ કે સંખ્યાબંધ સાહિત્યસેવકો બહાર પડવા. ૧૭ મ. શતકમાં ઈંગ્લેંડમાં એડીસન, પોપ વગેરે 'કોફી હાઉસીસ' માં સાહિત્યની ચર્ચા કરતા. ૧૮મા સૈકામાં ત્યાં ડૉ. જોનસન વગેરે "લીટરરી કલબો'

૧૮. 'ગુજરાતી સાહિત્ય' બ. પ. ભા. ૧ પરથી સૂચિત.

૧૯. કેટલાકનો મત એવો છે કે ખરી હરિફાઇ વલ્લભ ને સામળ વચ્ચે હતી. પણ તેમનું ધ્યાન સામળે પ્રેમાનંદને મારેલા ટાણા તરફ—'હશું કવે, તે શેનો કવિ ?'—ખેંચીશ.

* Prof. Jadunath Sarkar's History of Aurangzib, Pt. I. pp. 80–81 જુઓ.

ચલાવતા. તેવાજ પ્રકારની એક સંસ્થા ને મમયે ગુજરાતમાં પ્રેમાનંદના ઉપરીપણા હેઠળ ચાલતી. આ કાર્યમાં સહાનુભૂતિ દર્શાવનારાં સ્ત્રી પુરૂષો ૨૦ આ સંસ્થામાં પ્રેમાનંદની દેખરેખ હેઠળ શિષ્ય તરીકે કાર્ય કરતા. અઢાણું વર્ષનું આયુષ્ય ગુર્જર સાહિત્યની સેવામાં અર્પીને વલ્લભ, વીરજી અને રત્નેશ્વર જેવા કવિઓને ગુજરાતને વારસામાં આપી જવું એ પ્રેમાનંદના જેવી અદ્ભુત સાક્ષરી બુદ્ધિ (literary genius)નુંજ કામ.

ગાગરીઆ ભટ કે માણભટની સંસ્થા પણ તપાસવા જેવી છે. તે વખતે નાટકશાળા ન હતી. જનસમૂહ સામાન્ય ભયમાંથી મુક્ત થયાને—અરાજકતામાંથી છૂટ્યાને—થોડાંજ વર્ષો થયાં હતાં એટલે તેમનો સુકાઈ ગએલો જીવનનો ઉલ્લાસ પુનર્જીવન પામ્યો ન હતો. આવા કાળમાં કોઈ માણભટ એક તાંબાની ગાગર લઈને સુરત, ભરૂચ કે વડોદરાની એકાદ શેરીમાં રાત્રે નવેક વાગે પેટપૂજા કરી પરવારેલાં નર-નારીઓની મોટી મેદની સમક્ષ હાથમાંની વીંટી વડે ગાગર પર તાલ આપતાં આપતાં પુરાણની લોકપ્રિય કથાઓ સંપૂર્ણ રસથી કરે, આખ્યાયિકાઓના વિવિધ રસની શ્રોતાજનોને લ્હાણ આપતાં, તે રસોમાં જાતે તન્મય બની જઈ કથાના નાયક—નાયિકાનાં પાત્રોનું કામ માણભટ જાતેજ—ઘડીકમાં અડધા ઉભા થઈ જઈને, ઘડીકમાં નીચા નમી, કવચિત્ કરૂણારસનું તો કવચિત્ આનંદોર્મિનું બોલવામાં તેમજ ભાવ પ્રદર્શિત કરવામાં સચોટ અનુકરણ કરતા—ભાવભરી રીતે કરે, અને મુગ્ધ મંડળને કથારસમાં તરબોળ કરી મૂકે એ લોકપ્રિય થઈ પડે એમાં નવાઈ શી? આ ચિત્ર તે વખતની સ્થિતિનો, લોકોની રસવૃત્તિનો સારો ખ્યાલ આપે છે. પ્રેમાનંદ આવોજ એક માણભટ હતો અને આ ધંધા પર તેની આજીવિકાનો આધાર હતો. ગુજરાતને એક માણભટ પાસેથી કેટલાંક સારામાં સારાં આખ્યાનો મળ્યાં છે એ આ સંસ્થાની સાર્થકતા સૂચવે છે.

પ્રેમાનંદનાં કાવ્યો તરફ નજર કરતાં માલમ પડે છે કે મોટે ભાગે તે પૌરાણિક કથાઓ ઉપરથી રચાયાં હતાં. છતાં પોતાના જમાનાના રિવાજો ને સ્થિતિના સંસ્કાર તેમાં પડ્યા વિના રહ્યા નથી. દાખલા તરીકે ઓખાહરણમાંની નીચેની લીટીઓ:—

'દીઠા શ્રી કૃષ્ણ ને ઓખા ઉઠી, કીધી વડસસરાની લાજ'

× × ×

'અનિરૂદ્ધને પીઠી ચોળાય, શુભ નારીયો મંગળ ગાય'

× × ×

... ... ... ..., કૃષ્ણજી ગ્રહશાંતિક કરે'

× × ×

'ઘુંઘળ, મુશળ, રવાઈ ને ત્રાક, પૂંખી તાણ્યું જીયાવરનું નાક'

× × ×

---

૨૦. પ્રેમાનંદનો પુત્ર અને શિષ્ય વલ્લભ આ વિશે કહે છેઃ

'છે નવ દાસ અને બાઈ બારજ, રત્ન ભલાં દ્વય શિષ્ય કહાવે
છે ભવ રાશ અને બઈ બારજ, રત્ન મળ્યાં દ્વય શિષ્ય કહાવે'

'આડો અંતરપટ ધરાય, હસ્તે હસ્તમેલાપક થાય'

× × ×

'બાણુરાય ને પ્રદ્યુમન, કરવા બેઠા મધુપર્ક'

× × ×

'મંગળ ફેરા ત્યારે ફરાય, મળી માનુની મંગળ ગાય'

× × ×

'કંસાર જમો જમો રે જમાઈ,........

× × ×

—આ અને આવી પંક્તિઓ તે સમયના લગ્નપ્રસંગના રિવાજો આલેખે છે માટે કોઈ પુરાણપૂજકને આજના પ્રચલિત રિવાજોની પ્રાચીનતા પુરવાર કરવા માટે ભેટ ધરું છું. નળાખ્યાનમાંની નીચેની લીટીઓ—

'મોસાળ પધારો રે, મોસાળ પધારો—

મોસાળ પધારો બાળુડાં રે, મારા લાડવાયાં બે બાળ;
નમાયાં થઈ વરતજો, સહેજો મામીની ગાળ.—મો.'

—માં પોતાના પ્રાણુમમાં વહાલાં બાળકોથી છૂટી પડતી માતાની વેદના ઉપરાંત નમાયાં બાળકને તેમનાં સગાંઓ તરફથી કેવું વર્તન આપવામાં આવતું હતું તે સંબંધી કંઈક ઈસારો હોય એમ જણાય છે.

'નણંદ જેઠાણી વાંકું ભણે, કુંવરબાઈને હૃબળી ગણે.
આવો વૈષ્ણવની દીકરી, સાસરવેલ સૌ પાવન કરી;
ચેષ્ટા કરે સાસુ ગર્વે ભરી, કુંવરબાઇ નવ બોલે ફરી.'

'મામેરૂ'માંની આ પંક્તિઓ નવવધૂની તેને સાસરે શી સ્થિતિ હતી, નણંદ, જેઠાણી, સાસુ. વગેરેનું તેના તરફનું વર્તન કેટલા તુચ્છકારથી ભરેલું હતું તેનો ખ્યાલ આપે છે. મોસાળાની છાબમાં જોઈતી ચીજોની ટીપ—જોકે આ ટીપ રીસમાં લખાવાએલી હોવાથી તે સમયના રિવાજો કરતાં જરા વધારે પડતી હશે તોપણુ—તે સમયે સીમંતની શી મહત્તા હતી તેનો ખ્યાલ આપ્યા વિના રહેતી નથી.

સામળ પણ એક માણભટ હતો. જૂદે જૂદે સ્થળે પૌરાણિક આખ્યાનો કરવાનો ઈજારો લઈ બેઠેલા સંસ્કૃતના અભિમાની માણભટોને હાથે નાસીપાસી મેળવી સામળે ગુજરાતી ભાષામાં તે આખ્યાનો લખવાનો વિચાર કર્યો એમ કહેવાય છે. સંસ્કૃત માણભટોનાં આખ્યાનોમાં જ્યારે જનસમાજ સમજ નહીં પડવાથી ઝોકાં ખાતો હતો ત્યારે સામળનાં આખ્યાનો ગુજરાતીમાં હોવાથી લોકો તે રસપૂર્વક સાંભળવા લાગ્યા.[૨૧]

તેની સ્વયંરચિત વાર્તાઓ માટે કવિ દલપતરામનું એમ માનવું છે કે તે જમાનામાં લોકોને પૌરાણિક કથાઓ તરફ એટલો બધો પક્ષપાત હતો કે જો કોઈ કવિ પોતાની બુદ્ધિ

૨૧. M. S. in G. L. પા. ૯૭

અને કલ્પનાના બળે સ્વતંત્ર કૃતિ રચવાની ધૃષ્ટતા કરે તો તેને ધુતકારી કાઢવામાં આવતો અને આ કારણને લીધે સામળને પોતાની વાર્તાઓમાં ધાર્મિક તત્વ દાખલ કરવું પડેલું. લોકોની જરૂરીઆત સાહિત્ય ઉપર શી અસર કરે છે તેનું આ ઉપરથી અનુમાન થઈ શકશે.

સ્વ. ગોવર્ધનરામના મત[૨૨] પ્રમાણે સામળે પોતાની સ્વતંત્ર કૃતિઓમાં એક નવીજ દુનીઆ રચી છે. તેની વાર્તાનાં સ્ત્રી-પુરૂષો તે વખતનાં સ્ત્રી પુરૂષો કરતાં વધારે ઉંચી કક્ષાનાં ચિતરવામાં આવ્યાં છે. હજુ પણ આપણો સમાજ જે નિયમોનું પાલન કરી શકતો નથી તેવા નિયમોની તેણે હિમાયત કરી છે. દાખલા તરીકે જૂદી જૂદી કોમનો ભેદ ગણ્યા વિના લગ્ન કરવાની પ્રથા; માબાપની મરજી વિરૂદ્ધ અમુક પુરૂષની પતિ તરીકે કન્યાની પસંદગી; સ્ત્રી પુરૂષનું સમાજમાં એકસરખું સ્થાન, ઇત્યાદિ. રા. કૃષ્ણલાલ ઝવેરી કહે છે તેમ પોતાનું વસ્તુ સામળ સંસ્કૃત સાહિત્યમાંથી લેતો હોવાને લીધે[૨૩] તેમ હોય કે કવિની કલ્પનાનું કે તેના આદર્શનું એ પરિણામ હોય—ને ગમે તે હોય, પરંતુ પ્રણાલિકાબદ્ધ જમાનાના કવિના મનની અને વિચારની વિશાળતા તથા તેની ભાવના હજુય માન ઉપજાવે એવી છે.

અખો, પ્રેમાનંદ ને સામળ સિવાય સત્તરમી સદીમાં બહાર પડી આવતું કોઈ સાક્ષરી બળ રહ્યું નહીં. ૧૮ મા શતકની બીજી પચ્ચીસી તો પ્રેમાનંદ ને સામળ બેઉએ ઝીલેલી, ને બાકીનાં વર્ષોમાં પણ તેમણે દોરેલે ચીલે સાહિત્યપ્રવાહ ધીરે ધીરે વહી રહ્યો હતો.

પણ આ સદીમાં સાહિત્યનો સિતારો ઉંચે નહીં ચડયો તેનું કારણ છે. પાછી રાજકીય અવ્યવસ્થા શરૂ થઈ ચૂકી હતી. ૧૭૦૭ માં એ અવ્યવસ્થાનો આદ્ય પિતા ઔરંગઝેબ મરણ પામ્યો તે પહેલાં તો ક્યારનીય મરાઠાઓની સત્તા જામી ગઈ હતી. ૧૮૧૮ માં પેશ્વા બાજીરાવ બીજાને કેદ કરીને મરાઠી સત્તાનો અંત આણવામાં આવ્યો ત્યાં સુધી ગુજરાતમાં અરાજકતા પ્રસરી રહી—એક બાજુથી સ્થાનિક નવાબો કર ઉઘરાવે, બીજી પાસેથી ગાયકવાડ પોતાનો હિસ્સો માંગે ને ત્રીજી તરફથી જ્યારે જરૂર પડે ત્યારે પેશ્વા પંડે કે પોતાના પ્રતિનિધિ મારફતે પોતાનું તરભાણું ભરવાનું 'ગુજરાતની ધનિક' પ્રજાને હથીયારબંધ કહેણ મોકલે. લોકોમાં ખળભળાટ થયો ને આ રાજકીય અશાંતિને લીધે તેમનાં સામાજિક અને ધાર્મિક જીવન અસ્તવ્યસ્ત થઈ ગયાં—આ અવસ્થામાં સાહિત્યનો તે સદીનો પાક સારો નહીં નિવડયો હોય તો તે પ્રજાજીવન સાહિત્ય ઉપર કેવી અસર કરે છે તેના દૃષ્ટાંત રૂપ છે.

૧૯ મા શતકની શરૂઆતમાં, વૈષ્ણવ સંપ્રદાયી કવિઓએ સાહિત્યમાં ગયા સૈકામાં દાખલ કરેલો ભક્તિનો પ્રધાન સૂર પ્રવર્તી રહ્યો. ધીરા ભગતનું 'રામ ને રહેમાન તમે એક ભાઈ઼ઓ જાણજો' વાળું પદ ને ઢોંગી સાધુઓની દાંભિકતા ખુલ્લી કરતા, 'દુનિયા ભરમાવા જોગી, ચાલ્યો આવો ભભુતી ચોળી રે' તથા એવાજ અસરકારક ભોજા ભગતના ચાબખા તે વખતના હિન્દુ-મુસલમાન સંબંધ ઉપર તથા તે સમયની લોકનીતિ ઉપર સારો પ્રકાશ પાડે છે.

૧૯ મા શતકના પૂર્વાર્ધનું સાહિત્યમાં મુખ્ય પ્રેરક બળ તે પ્રાચીન જમાનાનો છેલ્લો

૨૨. C. P. of G. પા. ૫૨
૨૩. M. S. in G. L. પા. ૧૧૨

પ્રતિનિધિ દયારામ. તેની કવિતા આત્મલક્ષી છે ને તેમાં કૃષ્ણભક્તિને મોટું સ્થાન મળ્યું છે. દયારામનું જીવન તેના વખતના સમાજના નમૂનારૂપ છે. જીવનને નિયમથી બાંધી ન દેતાં યૌવન જે તરફ ધસડી જાય તે તરફ વગર સંકોચે ને વિના ક્ષોભે ઘસડાવું એ તે કાળના જીવનનો પ્રધાન સૂર લાગે છે. દયારામ જેવા એક ચુસ્ત વૈષ્ણવે તે સંપ્રદાયના મહારાજોની ઉઘાડી પાડેલી અનીતિ પરથી જણાય છે કે ધર્મોપદેશકને સ્થાને પહોંચેલા પુરુષો પણ આના અપવાદરૂપ નહીં હતા.

દયારામના અવસાન સાથે ૧૯ મા સૈકાનો ઉત્તરાર્ધ શરૂ થાય છે. અંગ્રેજી અમલની અસર થવા માંડી હતી. સામાજિક ને રાજકીય પરિવર્તનો થઈ રહ્યાં હતાં. પ્રજા સંક્રાંતિકાળમાંથી પસાર થતી હતી. 'બે યુગ વચ્ચેના પડદામાં પડતા ચીરા' માંથી જોઈ રહેલા નર્મદ–દલપતે પોતાની કારકીર્દિનો આરંભ કર્યો હતો. અનેક પરિવર્તનોમાંથી પસાર થએલા પણ સંસ્કાર ને શિક્ષણમાં સ્થિર રહેલા મધ્યકાલીન યુગના છેલ્લા પ્રતિનિધિ, નરસિંહે ને મીરાંએ જેનાં બી વાવ્યાં હતા, અખાએ જેનું જળસિંચન કર્યું હતું, પ્રેમાનંદે ને સામળે જેને ઉછેરીને મોટું કર્યું હતું તે યુગરૂપી વૃક્ષને છેલ્લો ફાલ આપનાર દયારામના અવસાનથી તે જૂના યુગનું પ્રેરક બળ નાશ પામ્યું. તેણે સમૃદ્ધ કરેલા વૃક્ષની પાસેજ નવી શિક્ષણપદ્ધતિએ તથા તેનાથી પ્રેરાએલા સમાજસુધારકોએ નવા વૃક્ષનાં બી રોપ્યાં, અને ગુજરાતી સાહિત્યનો હવે પછીનો ઇતિહાસ આ નવીન વૃક્ષની વૃદ્ધિનો ઇતિહાસ છે.

હિંદુસ્થાનમાં અંગ્રેજી રાજ્યની સ્થાપનાથી ઘણા લાભ–ગેરલાભ થયા છે. એક મોટો લાભ એ થયો કે અંગ્રેજી કેળવણી પ્રાપ્ત કરવાથી પશ્ચિમની સંસ્કૃતિ ને સાહિત્યનો ખજાનો આપણે માટે ખુલ્લો મૂકાયો. જેઓએ પૂર્વની સંસ્કૃતિ ને સાહિત્યનો અભ્યાસ કરવાની તસ્દી લીધી હોય તેમને તેને મુકાબલે આ અભ્યાસ બહુજ લાભદાયી થઈ પડે એમાં શક નહીં. પૂર્વનાં અને પશ્ચિમનાં દષ્ટિબિંદુઓથી વિચાર કરતાં આપણી દૃષ્ટિ વિશાળ બનવી જોઈતી હતી. પરંતુ હિંદને દુર્ભાગ્યે આપણા કેળવણીકારોએ આપણી અસ્મિતાના ખજાનારૂપ સાહિત્યની પ્રાચીન ભાષાઓને ગૌણ પદ આપીને તેનું સાહિત્ય નવયુવકોથી દૂર કર્યું–ખાસ ઇચ્છા વિના તેને માટે રસ ઉત્પન્ન કરવા આધુનિક કેળવણીકારોએ જરૂર જોઈ નહીં. પરિણામે આપણું દૃષ્ટિબિંદુ પૂર્વ ને પશ્ચિમના ભેગા અભ્યાસ પર નથી રચાયું. પહેલાં જેમ આપણી દૃષ્ટિ પૂર્વ પરજ અવલંબી રહેતી તેમ હવે તે મોટે ભાગે પશ્ચિમ ઉપરજ આધાર રાખે છે. જો બેત્રણ સંસ્કૃતિના કેટલાક અભ્યાસીઓએ તથા ગાંધીજીની ચળવળે આપણી આંખ ઉઘાડી નહીં હોત તો પશ્ચિમની દરેક ચીજનું અનુકરણ કરતાં કરતાં આપણે ક્યાં સુધી પહોંચ્યા હોત તે તો પ્રભુ જાણે.

આપણા સંસ્કૃત સાહિત્ય પ્રત્યેની આપણી ઉદાસીનતા અને પશ્ચિમની દરેક ચીજનું અનુકરણ કરવાની વૃત્તિ—આ બે અપવાદો (જેનો દોષ પણ કેળવણી ઉપર કે કેળવણી લેનારા ઉપર નાંખવો તે વિવાદગ્રસ્ત છે) સિવાય આ દેશથી આપણું સાહિત્ય તો સમૃદ્ધજ થયું છે. દેશમાં ધીમે ધીમે શાંતિ પ્રસરવા લાગી. અંગ્રેજી સાહિત્યદ્વારા આંગ્લ સમાજનો ચિતાર આપણી સામે ખડો થતાં આપણને આપણી ખરદશા સાલવા લાગી, આપણી સામા-

જિક બદીઓ ડંખવા લાગી, આપણે ઘણો સુધારો કરવાનો છે એવો ખ્યાલ આવવા લાગ્યો. શિક્ષિત જનસમૂહમાં આ અસંતોષ પેદા થએલો હોવાથી તેઓએ સમાજને સુધારવાને, અશિક્ષિત જનસમુદાયને તેમની સ્થિતિનું ભાન કરાવવાને લેખો લખ્યા, ભાષણો આપ્યાં, વ્યવસ્થિત સમજુતીનું કાર્ય શરૂ કર્યું.

આ પ્રમાણે અંગ્રેજી કેળવણીને લીધે આડકતરી રીતે આપણા સાહિત્યને પોષણ મળ્યું. સાહિત્યનો લાભ લેનાર પણ વિદ્યાના પ્રચાર સાથે વધવા લાગ્યા. દરેક રૂપમાં, દરેક વિષય પર ને દરેક પ્રકારના રસાભિલાષીઓને પોષણ આપતું સાહિત્ય રચાવા લાગ્યું. કેળવણી અને સાહિત્યનું પ્રચારકામ વ્યવસ્થિત રીતે કરવાને આજ અરસામાં 'ગુજરાત વર્નાક્યુલર સોસાયેટી' અમદાવાદમાં સ્થપાઈ. સુરતમાં 'માનવધર્મ સભા,' મુંબાઈમાં 'Students' Society, 'જ્ઞાન પ્રસારક મંડળ' ને 'બુદ્ધિ વર્ધક સભા'ની સ્થાપના થઈ. નર્મદ જેવાએ 'ડાંડીઓ' નામે પત્ર કાઢીને સમાજસેવા કરવી શરૂ કરી. કાળના ઉત્સાહને 'સાઠીના સાહિત્યના દિગ્દર્શન'માં વિલક્ષણ કહેવામાં આવ્યો છે, ને તરતજ ચાલતા શિખેલા બાળકની સ્થિતિ સાથે તે કાળના સમાજની સ્થિતિ સરખાવવામાં આવી છે.

જૂની પદ્ધતિએ કેળવાએલો છતાં નવી પદ્ધતિના પ્રચારકોના સંસર્ગમાં આવી નવી કેળવણી પામેલા સુધારકોની હરોળમાં બેસવાને લાયક બનેલો, જૂના સંસ્કાર ને જૂના વાતાવરણમાં ઉછરેલો હોવા છતાં પોતાના પૂર્વગ્રહમુક્ત મન (unprejudiced mind) ને લઈને સમાજને સુધારવાની અગત્ય સમજનાર ને તે સમજીને અસલી સમાજના સ્તંભરૂપ સજ્જનોનો કોપ વહોર્યા વિના તે સડો દૂર કરવાને ડહાપણભર્યા સુધારા નરમાશથી સૂચવનાર ડાહ્યો ને ઠરેલ દલપત; તેનાથી તદ્દન વિરૂદ્ધ પ્રકૃતિનો, એલ્ફીન્સ્ટન કોલેજમાંથી સાહિત્યની રસેષણા પ્રાપ્ત કરનાર—સંસારસુધારાની પ્રેરણા મેળવનાર, નાની ઉમ્મરથી મુંબાઈમાં રહેવાનું થયું તેથી કે કોલેજમાં બબ્બે વર્ષ સુધી સ્વતંત્ર હવામાં મહાલેલો તેથી કે કોણ જાણે કેમ પણ સ્વભાવે સ્વચ્છંદી ને કામ કરવામાં સહેજ ઉછાછળો, 'પ્રેમ અને શૌર્ય' નો મંત્ર જીવનમાં ઉતારનાર, સુધારકોની છડેચોક જાહેરખબરી કરનાર વીર નર્મદ, અધીરો નર્મદ;—આ બે આપણા જીવનના મંથનકાળના બે ઝળહળતા તારાઓ, આપણા સાહિત્યનાં બે અમૂલ્ય રત્નો. તેમણે આપણામાં વિદ્યા માટે ઉત્સાહ આણ્યો, સમાજની દુષ્ટ બદીઓ તરફ આપણું ધ્યાન ખેંચીને રૂઢિબદ્ધ, અભંગ ગણાતા દુષ્ટ રિવાજોનો નાશ કરવા આપણામાં ચેતન મૂક્યું, આપણા જીવનમાં કવિતાને સ્થાન આપ્યું; છેક વીસમી સદીની શરૂઆત સુધી તે બે આપણાં અગ્રગણ્ય પ્રેરક બળો રહ્યા.

તેમણે પોતાની સાહિત્ય કૃતિઓમાં પોતાના સમયના પ્રશ્નોની ચર્ચા કરીને ભવિષ્યને માટે તે સમયનું નિર્મળ પ્રતિબિંબ રજુ કર્યું છે. "પરદેશ ગમનની બંધી,[૨૪]

---

૨૪. જવાય નહિ પરદેશ, ભ્રષ્ટ થાવાને બ્હાને
કર્યાં સ્વારથી શાસ્ત્ર, બાઝણે ને નાદાને .

નર્મ કવિતા પા. ૩૦૩.

બાળલગ્ન,[૨૫] સ્ત્રીકેળવણી તરફ અણગમો,[૨૬] વિધવા વિવાહની મના,—ને એવાં બીજા સામાજિક દૂષણો[૨૭] સામેનો બળવો શિક્ષિત જનોની મધળી શક્તિ રોકવા લાગ્યો"[૨૮] સમાજનાં દૂષણો તરફ તેમણે આંખમીંચામણાં નથી કર્યાં; તેમાં સુધારો સૂચવવામાં બીકણપણું નથી દાખવ્યું. અલબત્ત પોતાના સામાન્ય ધ્યેયને પહોંચવાની બેઉની રીતો ઉત્તર દક્ષિણ જેટલી જૂદી છે. પરંતુ તે બેઉ રીતે આપણને તો લાભકારક નિવડી છે. દલપતની ધીમે ધીમે સુધારો કરવાની સલાહ,[૨૯] સુધારાના ચાવાઝોડાને સમયે "જૂનું એટલું સોનુ" માનનારા પુરાણપુજકોને નર્મદના બંડ કરતાં વધારે માન્ય થઈ પડી ને તેમનો પૂર્વગ્રહ તેઓ ધીમે ધીમે છોડતા ગયા—અથવા તો પતભ્રષ્ટ થવાની બીકે છોડવો પડયો; ને નર્મદની રણહાક[૩૦] હજુ ય જુવાનીઆનું

---

૨૫. બાળપણામાં લગ્ન, થાય છેયાં છોડીનાં;
જન્મ્યાં પહેલાં કોઇ, કરે સાટાં વીવાનાં.
અભણ્યાં નર ને નાર, ચૌડ બારે ઘર માંડે;
ન. ક. પૃ. ૩૮૫.
પછી પિતા પુત્રી તણો, કહે કથન તે કાળ;
કોઈ કદી ન વરાવશો, બાળપણામાં બાળ.
દલપત કાવ્ય ભા. ૨. પા. ૧૯૪.

૨૬. ભણે પુરૂષ નહિં જ્યાંહ, કેમ સ્ત્રી ભણતી દીસે;
મૂર્ખ પુરૂષ ના હેય, શીખવા સ્ત્રીને રીસે.
ભણ્યે બગડે નાર, એમ કહે મૂરખ તે;
મૂરખ બગડે કેમ, તેહનો ઉત્તર ના દે.
ભણ્યા વિના ના થાય, નારિયો સુઘડ ડાહી;
મ. ક. પા. ૩૦૬.

૨૭. ધિક્ સ્ત્રીયની રીત, રીત છાતી કૂટયાની;
× × ×
જ્ઞાત વરાની રીત, ખરેખર જુલમી કર છે;
ન. ક. પા. ૩૯૭.

૨૮. Further Mila Stones in Gujarati Literature પા. ૨૨.

૨૯. સજ્જન સમજાવશે રે, ધીરે ધીરે સુધારાનો સાર;
× × ×
લાખો કાંઠી પર લાકડો, આખો મેલીયે તો મરી જાય;
ભુકો કરી ભભરાવીએ, તો તે ખાસી રીતે ખાય,—સજ્જન.
—દ. કા. ભા. ૨. પા. ૨૧૮.

૩૦. સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે
યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે
× × ×
સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાખો
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો.
—ન. ક. પા. ૨૩૬.

'ઉઠ્ઠાનું લોદી' ઉકાળે છે તો તેની હયાતીમાં તેમ કરે તેની નવાઇ શી? તેની જીંદગીના ઉત્તરાર્ધમાં તેનામાં 'ડહાપણ' આવ્યું ને સુધારાની તેની ધગશ ઉડી ગઈ તેથી નિરાશ થવા છતાં, તેના નેતૃત્વ વિના, તેના યુવાન મિત્રો અને અનુયાયીઓ 'રણુ ઘુમો ઘુમો' નો મંત્ર અમલમાં મૂકવાજ ગયા અને જાય છે એ નર્મદની કવિતાની અને વ્યક્તિત્વની અસર બતાવે છે, અને આજે પણ આપણને નર્મદની કવિતામાંથી પ્રેરણા મળે છે તે અર્થસૂચક છે. છૂટી છવાયી બદીઓના નાશ સિવાય આપણો સમાજ પ્રાચીન કાળના જેવોજ છે, ને તેથી અડધા સૈકા જેટલી જૂની નર્મદ-દલપતની કવિતા હમણાંજ લખાઈ હોય એમ લાગ્યા વિના રહેતું નથી.

અત્યાર સુધી આપણું ગદ્ય સાહિત્ય અપરિપકવ દશામાંજ હતું. કેળવણીના પ્રચાર સાથે સર્વ લોકો સમજી શકે તેવા સાહિત્યની માંગણી થવા માંડી. કવિત્વશકિત નૈસર્ગિક છે એટલે કેળવાએલા મનુષ્યોને પોતાના વિચારો વ્યકત કરવાને સાહિત્યના એક એવા રૂપની જરૂર લાગી કે જેને માટે કુદરતી બક્ષીસની જરૂર ન હોય. સમાજસુધારાના વિષયને સહેલો ને લોકપ્રિય બનાવવાને ગદ્ય સાહિત્યના વિકાસની ખાસ આવશ્યકતા હતી ને તેની શરૂઆત નર્મદેજ કરી. આ રૂપ તે કાળમાં પ્રચલિત થયું તે પણ તે સમયની લોકોની જરૂરીઆતોનો સારો ખ્યાલ આપે છે.

આજ વખતે નાટકો દ્વારા સામાજિક રિવાજોનું ચિત્ર લોકો સમક્ષ રજુ કરવાના પ્રયાસો થવા માંડયા. માણભટ, રાસલીલા, રામલીલા વ. સંસ્થાઓને અભાવે ભવાઈ જેવી બીભત્સ રસને મુખ્યત્વે પોષતી સંસ્થા પ્રચલિત થઈ હતી. પણ ધીમે ધીમે નાટક મંડળીઓ સ્થપાવા લાગી ને જોકે સમાજના હલકા વર્ગને પોષતો ભવાઈનો બીભત્સ રસ થોડે ઘણે અંશે પણ કાયમ રહ્યો તોપણ રા. રણછોડભાઈ ઉદયરામે આપણી રંગભૂમિ પર પહેલી વારજ 'લલિતા દુઃખદર્શક નાટક' ભજવાવી સામાજિક પ્રશ્નોની ચર્ચા કરવાનું નવું ક્ષેત્ર આપ્યું. "પોતાના દેશબંધુઓના મોટા ભાગના પ્રતિનિધિરૂપ આવા કુટુંબના જીવનનું રા. રણછોડભાઇએ દોરેલું ચિત્ર જ્યારે રંગભૂમિ પર આવ્યું ત્યારે તેણે ઘણા લોકોને આકર્ષ્યા......બેશક આ નાટકે ગુજરાતની સામાજિક નીતિ ઉપર લાંબા વખત સુધી બહુ અસર કરી."[૭૧] પરંતુ આપણા દુર્ભાગ્યે આવાં નાટકોની સંખ્યા બહુ થોડી હતી અને શિક્ષિત વર્ગ રંગભૂમિને સુધારવાને ફળીભૂત થયો નહીં.

નવલ કથા લોકો ઉપર બહુ સારી અસર કરી શકતાં હોવાથી, તે રૂપનો વિકાસ થવા માંડયો. પરંતુ જનસમાજને ઉપયોગી કે તેના કામનો ક્યાસ કાઢવામાં મદદરૂપ થઈ પડે એવી નવલકથા બહુ જૂજ છે. સમાજનું પ્રતિબિંબ પાડતી આપણી પહેલી નવલકથા કે વાર્તા તે રા. મહીપતરામની 'સાસુ વહુની લડાઈ.'

સ્વ. ગોવર્ધનરામની 'સરસ્વતીચન્દ્ર'ની નવલકથાના એક નવલકથા તરીકેના ગુણદોષનું નિરીક્ષણ કરવા કરતાં આ વિષય પરત્વે એક સામાજિક કથા તરીકે તેને તપાસવી વધારે લાભદાયી થઈ પડશે. કર્તા ગ્રંથના ત્રીજા ભાગની અંગ્રેજી પ્રસ્તાવનામાં લખે છે કેઃ

૭૧ F. M. S. in G. L. પા. ૧૮૮

"It still continues to be a mosaic or even blending of the actual and the ideal aspects of life in these days, but the latter henceforth, begin to acquire a distinct predominance over the former." આપણા જીવનનું તેમા પડતું નિતરતું પ્રતિબિંબ—દેશી રાજ્યોની રાજકીય ખટપટ, અધિકારીઓનો સત્તાનો નીશો, મોટે ઘેર માલમ પડતી ઉઘાડી અનીતિ, હિંદુ ગૃહિણીની ચિંતા ને અગવડો, અવિભક્ત કુટુંબની વ્યવસ્થા, વિધવાઓની પરાધીનતા, અપર માનાં કારસ્થાન, વગેરે અનેક ચિત્રો—; તથા પ્રજાજીવનમાં અનુકરણ કરવા યોગ્ય ઉચ્ચ આદર્શ—વિદ્યાવિલાસી સરસ્વતીચન્દ્રનો પોતાનું ધન દેશહિતના કાર્યમાં વાપરવાનો નિશ્ચય, કુમુદે તજેલો સ્થૂલ વાસનાનો મોહ, વિદ્યાચતુર ને બુદ્ધિધનની કર્તવ્યપરાયણતા ને શુદ્ધ નિષ્ઠા, સૌભાગ્યસુંદરી ને ગુણસુંદરી જેવી આદર્શ ગૃહિણીઓનો આદર્શ ગૃહસંસાર, ચન્દ્રકાન્તનો મિત્રપ્રેમ ઈત્યાદિ—આ સર્વેને લીધે આ નવલકથામાં ગુજરાતને એક અણમોલી ખાણ સાંપડી છે ને ભવિષ્યમાં કોઈને આપણા વિશે માહીતી મેળવવી હોય તો 'સરસ્વતીચન્દ્ર' તેને તે પૂરી પાડશે.

'સરસ્વતીચન્દ્ર' પછી રા. મુનશીની 'વેરની વસુલાત' અને 'કોનો વાંક?' સામાજીક નવલકથા તરીકે આપણું ધ્યાન ખેંચે છે. આમાં વર્તમાન કાળનું સચોટ દિગ્દર્શન છે. તેમાંનાં જગત ને તનમન, શ્યામલાલ ને રઘુભાઈ તથા મણી અને સુખકુંદ, પાણ પંડયા ને ગંભીરલાલનાં પાત્રો આપણે હાલ સજીવ જોતા હોઈએ એમ લાગે છે. કેળવણીના પ્રચારની સાથે સુધારકોનો રાફડો ફાટયો તેમાનો મોટો ભાગ સુધારો કરવા માગે છે કે તેને નામે નામના મેળવવા ચાહે છે તેનો ભેદ રા. મુનશીએ 'રા. સા. ગંભીરલાલ મિ. મારૂતી એન્ડ કો.'ના પાત્રાલેખનમાં સરસ રીતે ખુલ્લો કર્યો છે. જે આપણે સમાજમાં જોઈએ છીએ તેજ નવલકથામાં રજુ કરવામાં આવ્યું છે.

આટલા ઉતાવળા અવલોકન પરથી પણ જોઈ શકાશે કે જ્યારે વાસ્તવિક સાહિત્ય (Realistic Literature) નો જન્મ પણ થયો ન હતો ત્યારે ય આસપાસના વાતાવરણ ને સંજોગોની જે અસર લેખકના મન પર થતી તે તેની કૃતિમાં થોડેઘણે અંશે પણ વ્યક્ત થતી. સ્થળસંકોચને લીધે વધારે વિસ્તારથી આ વિષયની ચર્ચા થઈ શકે એમ નથી છતાં એક બે મુખ્ય મુદ્દાઓની ચર્ચા તદ્દન જરૂરી છે.

### ૧. સ્ત્રીઓનું સ્થાન: જીવનમાં ને સાહિત્યમાં.

જ્યારે ગુજરાતમાં રજપૂતોનું રાજ્ય હતું ત્યારે સ્વતંત્રતાનો યુગ હતો. તે વખતના આપણા જીવન સંબંધી પ્રકાશ આપણા સાહિત્યમાં બહુ ઓછો પડતો લાગે છે. અલબત આ જમાનામાં જે ઐતિહાસિક નવલકથાઓ લખાય છે તે ઉપરથી આપણને તે યુગની સ્ત્રીઓ તથા તેમના જીવનક્રમ વિશે માહીતી મળે છે, પરંતુ તે કેટલે દરજ્જે સત્યથી વેગળી છે તે તો કર્તાએ ઐતિહાસિક સત્યોને નવલકથાની કળા જાળવવાને કેટલા મર્યાદા માર્યા છે તે પર આધાર રાખે છે અને આ માહીતીમાં ય મધ્યમ વર્ગના જનસમાજનો અંશ બહુ ઓછો હોય છે. રાણકદેવી, મીનળદેવી, મંજરી ઈ. ના પાત્રાલેખન પરથી તે સમયની ઉચ્ચ વર્ગની સ્ત્રીઓની રાજનીતિનિપુણતા, શૂરાતન, પતિપરાયણતા, તેમનો ખરો જુસ્સો, તે સમયના પુરુષ-

વર્ગને કર્તવ્યપરાયણ રાખવામાં તેમનો ખરો હિસ્સો, સ્વતંત્ર વિચારશક્તિ વગેરેનો આપણને ઠીક ખ્યાલ આવે છે. સ્ત્રી વર્ગના મોટા સમુદાયની સ્થિતિ જાણવાને બહુ સાધનો નથી.

ચૌદમા સૈકાથી તો મુસલમાની રાજ્યની શરૂઆત થઈ. તેમના અમલ દરમ્યાન સામાજિક અરાજકતા પ્રસરવા માંડી. પ્રજાના પાલક તરીકે રજપૂત રાજાઓ જે નિયમોનું સામાન્ય રીતે પાલન કરતા હતા તે નિયમો મુસલમાન બાદશાહોને મોટે ભાગે અસ્વીકાર્ય હોવાથી લોકોને પોતાના જાનમાલના રક્ષણ ઉપરાંત સ્ત્રીઓની સહીસલામતી માટે ભય રહેવા લાગ્યો, ને સ્ત્રીઓને સ્વતંત્ર હવામાંથી દૂર કરવામાં આવી. દેશકાળને અનુસરીને માબાપે પોતાની જોખમદારીમાંથી છૂટવાને પોતાની પુત્રીને તે ગૃહિણી થવાને લાયક બને તે પહેલાં પરણાવી દેવાનો રિવાજ શરૂ કર્યો. આ રીતે બાળલગ્ન ચાલુ થયાં, અથવા પ્રમાણમાં વધ્યાં. પછી આને અંગે ઉદ્ભવતાં દૂષણો, જેવાં કે કજોડાં, પુરુષોનું 'સ્વામીપણું' ને સ્ત્રીઓનું દાસત્વ, બાળ વિધવાની સંખ્યામાં વધારો વગેરે આપણે લલાટે ચોંટ્યાં. આવા જીવનમાંથી ઉદ્ધાર કરવા પ્રેરતી ભાવનાને અભાવે, ત્રણ ચાર સૈકાની અંધાધુંધીને પરિણામે, નવીન જગતને સ્ત્રી અનુકૂળ બની ગઈ. તે સમયની સ્ત્રીઓની સ્થિતિ, તેમની મનોદશા ઇત્યાદિ પર ઇ. સ. ૧૫૧૨ માં રચાએલા 'વિમળપ્રબંધ' માંથી કેટલીક હકીકત પ્રાપ્ત થાય છે. જેમકે:—

'નારી કહી ઇ ઘર શણગાર, નારી વિના મ હુયો ભર્તાર;

× × ×

આગલી પાછલી પૂરઈ ઠાંમ, પહિ પરહુણઇ રાખઇ નાંમ;
નર દુઃખી ઇ ઘરનારી દુઃખી, નર સુખી ઇ ઘરનારી સુખી;
જાતાં જીવિ મેહલઇ હાથિ, નરિ વિના કો નાવઈ સાથિ;

× × ×

જુ ઘરિ સુંદરી તું હુઇ શોભ, લેવઈ દેવઇ રહી ઈ થોભ;
વેલાં ભોજન વેલાં ભોગ, વેલાં લાભઇ સવિ સંયોગ;

× × ×

નારી વિણુ નર અવગુણ કોડી, કોઇ મ દેયો નારી ખોડિ;

(પા. ૩૭૨-૭૩)

સામળના સમયની સ્ત્રીઓનું ચિત્ર તેની કવિતામાંથી તારવી શકાય તેમ છે. તેની કવિતામાં સ્ત્રીનાં બે જૂદાં જૂદાં ચિત્રો નજરે પડે છે.

કેંક કુટુંબ પરિવાર, તજી ચિત્ત બીજે ચાલી;
કેં મહિપતિને મેલી, માનની ગમતે મહાલી.

અતિશયોક્તિનું તત્વ બાદ કરતાંય આ લીટીઓમાંથી તે સમયની સ્ત્રીઓ અસ્થિર મનની હતી એમ અનુમાન થાય છે. વળી નીચેની પંક્તિઓમાં સ્ત્રીને વાસના અને સુખનું સાધન ગણી

હોય એમ લાગે છે:

> 'જોબનમાં દે રંગ, સંગ સુખ, ટાઢક તનની
> વ્હાલપણે કરી વાત, મટાડે પીડા મનની.'

તેની સેવાભાવના ને પતિપરાયણતા માટે કવિ કહે છે:

> 'સુખદુઃખમાં સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી;
> ચતુરા ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતી.
> વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુઃખ ટળે;
> એ અન્તકાળે અળગી નહિ, બહુ સ્નેહે સાથે વળે.'

પણ અન્તમાં કવિ કહે છે કે:

> 'છે નીચ કોઈજ નારિયો, સ્વભાવે સહુ નહિ સરખી.'

બીજી બાજુએ જોઈએ તો સ્ત્રી–સ્વાતંત્ર્ય, આજન્મ કૌમારવ્રત, સ્નેહલગ્ન, ઇત્યાદિ ભાવનાઓની ઉપાસક સ્ત્રીઓનાં કલ્પિત ચિત્રો પણ નજરે પડે છે. આ કલ્પિત સૃષ્ટિમાં સામળ એક નવીન, સુંદર ને આદર્શ સમાજ ઘડે છે એટલું જ નહીં પણ તેના સમયમાં (અને આજે પણ) રૂઢ થઈ ગએલા દુષ્ટ રિવાજોનો નાશ કરવાનો ઉપદેશ આપે છે. પ્રેમાનંદની સ્ત્રીઓ જ્યારે પુરુષ વર્ગ ઉપર વિમલ વ્યક્તિત્વની અચૂક અસર કરે છે ત્યારે સામળની સ્ત્રીઓ હજુ ય આપણા સમાજને અસાધ્ય એવા આદર્શો રજુ કરે છે.

નર્મકવિતામાંથી તે કાળની સ્ત્રીઓની સ્થિતિ તથા અંગ્રેજી કેળવણીને પરિણામે શરૂ થએલી સુધારાની અભિલાષા સંબંધી ઘણા ફકરાઓ મળી આવશે.

દાખલા તરીકે–'અબળ જાતિને યોગ્ય છૂટ રે, કયમ નથી તમે આપતા અરે;
> સજન સંગતી કાં થવા ન દો, ગુણિ પુરૂષ સંગે જવા ન દો.
> મનુષ દેહમાં સ્ત્રી પુરૂષ રે, સરવ ધર્મમાં સારખાં ખરે;
> પણ ગુલામ ના જાણશો તમે, ઘણિ ખરી રિતે શ્રેષ્ઠ તો હમે.
> તનદુરસ્તી સારૂ હવા ખપે, કદિજ તે મળે શેઠ ઓ છુપે;
> નફટ ચાલ જે લાજ ઘુંમટી, અતિસ ગુંગળાવે અરે વટી.
> પગરખાં હમે કાં ન પ્હેરીએ, છતરિયો હમે કાં ન ઓઢિયે;
> સમજતાં થયે લગ્ન કાં નહીં, લગન કેમ રાંડેલિને નહીં?'

'સજ્જન શાણા, સમજીને સહુ પ્રીતે પુત્રી શીખવો' એ કાવ્યમાં સ્ત્રીશિક્ષણ વિરૂદ્ધ જે વહેમો ને દલીલો રજુ કરવામાં આવે છે તેનું તેણે ખંડન કર્યું છે.

સ્વ. ગોવર્ધનરામ ને રા. મુનશીની નવલકથાઓમાંથી પણ સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ વિશે તથા કર્તાની સ્ત્રીત્વની ભાવના વિશે સંખ્યાબંધ દૃષ્ટાંતો મળી આવે છે. વાસ્તવિક સાહિત્યનું તત્ત્વ ગુજરાતી સાહિત્યમાં ખરી રીતે ને મોટા પ્રમાણમાં 'સરસ્વતીચન્દ્ર'ની નવલકથાથી શરૂ થયું. આગળ કહ્યું છે તેમ તેમાં સમાજનું નિર્મળ પ્રતિબિંબ પણ પડે છે ને તેમાં સમાજને વધારે સરસ બનવાવાના આદર્શ પણ છે, અને તેમાં સ્વ. ગોવર્ધનરામ

જેવા સર્વગ્રાહી બુદ્ધિવાળા નવલકથાકાર પોતાના સમયની સ્ત્રીજાતિના ગુણદોષની તુલના કરી, તેમનાં સુખદુઃખનો અભ્યાસ કરી, તેમની આસપાસનું વાતાવરણ નિહાળીને ગુમાન ને ગંગા, કુમુદ ને સુંદર, ગુણીયલ ને દેવીનાં પાત્રો આલેખે તેમાં બારોબાર વાસ્તવિકતા નજરે પડ્યા વિના ન જ રહે. ગુણસુંદરીના તથા સૌભાગ્યદેવીના ગૃહતંત્રમાંથી, કુસુમના કૌમારવ્રતની અભિલાષામાંથી તેમજ કુમુદના સ્થૂલ પ્રેમનાં ત્યાગમાંથી કલ્પનાવિહારી ને આદર્શ જીવનની અભિલાષી સ્ત્રીઓને સારો ખોરાક મળશે.

આ રીતે આપણે જોયું કે મુસલમાની રાજ્યની શરૂઆતથી આજ પર્યંત ગુજરાતમાં સ્ત્રી જાતિની સ્થિતિમાં કાંઈ બહુ મોટો ફેર પડ્યો નથી. અલબત્ત અંગ્રેજી કેળવણીને પરિણામે આપણી સંકુચિત દૃષ્ટિ વિશાળ થતી જાય છે ને સ્ત્રીને એક દાસી તરીકે ન ગણતાં આપણા જેવીજ ગણવાનું મન થાય છે પણ તે કેટલાક અપવાદો સિવાય ભાગ્યેજ અમલમાં મૂકાય છે. આજુબાજુ જોવાથી તરતજ જણાશે કે સમાનતાની બાંગ પોકારનારાઓને બતાવવાના ને ચાવવાના દાંત જૂદા હોય છે. તે છતાં ય આપણે ધીમે ધીમે પ્રગતિ કર્યા જઈએ છીએ એમ કહેવામાં કાંઈ ખોટું નથી.

### (૨) વિધવા-વિવાહનો પ્રશ્ન.

ઉપરના પ્રશ્ન જેટલોજ અગત્યનો પ્રશ્ન વિધવા-વિવાહનો છે. બાળલગ્નને પરિણામે વિધવાઓનું પ્રમાણ એટલું વધી પડ્યું છે[૩૨] કે તે પ્રશ્નનો ગમે તે પ્રકારે નિકાલ કર્યેજ છૂટકો. પહેલાં આપણે ત્યાં સ્ત્રીઓ સાવિત્રીને આદર્શ માનતી. એક વાર પસંદ કરેલા પતિને ગમે તેટલી વિપત્તિઓ છતાં એકનિષ્ઠાથી વફાદાર રહેવામાં ધર્મ ગણાતો. સાવિત્રીએ તો પોતાના સતીત્વને બળે મૃત પતિને જીવતો કરાવ્યો ને સૌભાગ્ય મેળવ્યું; પરંતુ આ અશક્ય થઈ પડવાથી પતિના મરણ પછી દેહનો ત્યાગ કરવાનો રિવાજ પ્રચલિત થયો. તે વિશેનો ઉલ્લેખ સોળમા શતકના ગ્રંથોમાંથી પણ પ્રાપ્ત થાય છે. ઈ. સ. ૧૪૪૪ માં તો એક પરદેશી મુસાફરે ખંભાતમાં એક સ્ત્રીને સતી થતાં જોઈ હતી. પરંતુ અંગ્રેજી અમલ દરમ્યાન લોર્ડ બેન્ટિંકે આ રિવાજ બંધ કર્યો-કરાવ્યો ને પતિના મરણ પછી પોતાના જીવનનો બાકીનો ભાગ તેના અને પ્રભુના સ્મરણમાં ગાળવાનો આદર્શ સ્ત્રીઓએ સ્વીકાર્યો. ધીમે ધીમે સ્થિતિ બદલાતી ગઈ, બાળલગ્નનો પ્રચાર કરવો પડ્યો, અને બાલિકાઓ વિધવા થવા માંડી. હજુ તો તે કૌમારને આંગણે પણ નહોતી પહોંચી, હજુ તો સંસારસુખના લ્હાવાય નહોતા લેવાયા ને તેને સંસારસુખથી તૃપ્ત થએલી એક ઉદાસીની જેમ વિમલ ને વૈરાગી જીવન ગાળવાનું ફરમાન કરવામાં આવ્યું. માનસશાસ્ત્રનો જો એ સમાજના મનુ મહારાજોએ અભ્યાસ કર્યો હોત, તેમાં જો માત્ર ચંચુપાતજ કર્યો હોત તો તેઓ તેમના નિયમની મૂર્ખાઈ સમજ્યા હોત. પણ તેઓ તો પુરાણપૂજકો હતા-દેશકાળનો તેમને સવાલજ ન હતો. તેમને મન તો જૂનું એટલું બધુંજ સોનું હતું.

પરિણામે સમાજશાસ્ત્રીઓ ને તેમના નિયમો વા ખાતા રહ્યા ને માનવ સ્વભાવે પોતાનું

---

૩૨. ૧૯૨૧ ના વસ્તીપત્રકમાં ૧૫ વર્ષની હિંદ વિધવાઓની સંખ્યા ૨૨૬૦૭૯ છે. આ સંખ્યા આગલા બે દશકાની સંખ્યાથી ત્રણ ગણી છે.

કામ કર્યું. વિધવાની વાસનાને કાયદેસર તૃપ્ત કરવાની બંધી થતાં તેણે આડો રસ્તો લીધો. બહારથી નીતિ અને સાધુતાનો ડોળ ને પાછળે બારણે મંડાતો અનીતિનો બજાર—આ સામાન્ય થઈ પડ્યું. નવલકથા લખાવી શરૂ થઈ ત્યારથી કોઈ પણ નવલકથા એવી નહીં હોય કે જેમાં આ સ્થિતિ બતાવવામાં નહીં આવી હોય. રા. નરસિંહરાવ જેવા આત્મલક્ષી કવિની કવિતામાં ય આ પ્રશ્ન સ્થાન પામ્યો છે તે એની અગત્યતા સૂચવે છે.

એક વડીલ ગૃહસ્થ જોડે ચર્ચા કરતાં તેમણે જણાવ્યું કે વૈધવ્યનો આદર્શ બહુ ઉત્તમ છે પણ હાલના સંજોગો જોતાં તેને પકડીને બેસી રહેવું એ ગધેડાના પુંછડાને પકડી રહેનાર મૂર્ખની મૂર્ખાઈ બરોબર છે. કોઈ પણ સમજુ માણસને ચોક્ખું લાગવું જોઈએ કે જ્યારે પુરુષોને ૪૦–૫૦ ને ૬૦ વર્ષે પણ ગમે તેટલી વખત પરણવાની છૂટ છે, જ્યારે માબાપો મોટી ઉમ્મરે ય અમનચમન ઉડાવે ત્યારે તેની પુત્રીને યૌવનને ઉમરે ઉભી ઉભી સંસારસુખની વિરહજ્વાળાથી બળવા દેવી એ દેખીતો અન્યાય છે.

ત્યારે આ પ્રશ્નનો ઉકેલ શો ? ઉપરની હકીકત જરા વિસ્તારથી રજુ કરી છે તે એટલાજ માટે કે તે વિષય પર આપણા સાહિત્યકારોએ જે ભાર મૂકયો છે ને આ પ્રશ્નનો જે ઉકેલ સૂચવ્યો છે તે બરોબર સમજાય. નર્મદ દલપતની કવિતામાં આ પ્રશ્ન મુખ્ય સ્થાન પામ્યો. નર્મદે તો સીધો ને સરળ ઉપાય સૂચવ્યો. વિધવાવિવાહની હિમાયત કરી, ને તેનો અમલ પણ કર્યો. જરા મોળા વિચારના દલપતરામે પણ વિધવાવિવાહની તરફેણમાં મત આપ્યો. સ્વ. ગોવર્ધનરામે કુમુદના પાત્રમાં પોતાનો વૈધવ્યનો આદર્શ રજુ કર્યો છે. પણ તે આદર્શ કંઈક અવ્યવહારૂ છે. સામાન્ય સ્ત્રી કુમુદ જેટલો વિચાર કરી સ્થૂલ વાસના ને સૂક્ષ્મ પ્રેમ જેવો ભેદ પાડી શકે ને પોતાના જીવનનો મોટો અવશેષ સંયમમાં ગાળી શકે કે કેમ એ સવાલ છે,—એ લગભગ અશકય જ છે. આ પ્રશ્નનો ફડચો કરતાં રા. નાનાલાલ સ્નેહલગ્નનો પ્રચાર કરવાનું સૂચવે છે. તેમના કહેવા પ્રમાણે જો સ્ત્રી અને પુરુષ સ્નેહલગ્નથી જોડાયાં હોય તો પુનર્લગ્નનો પ્રશ્ન રહેતોજ નથી. પણ આપણા પૂર્વગ્રહી માબાપોને પોતાનાં પુત્રપુત્રીઓને પોતાની પસંદગી પ્રમાણે પરણાવવાનો જન્મસિદ્ધ હક છોડતાં હજુ ઘણો સમય જોઈશે. ત્યાં સુધી શું ? રા. મુનશીએ પોતાની નવલકથાઓમાં તેમજ જરા આગળ જઇને કહીએ તો તેમનાં જીવનમાં ય સમાજની આ ક્રૂર રૂઢિ સામે બંડ કર્યું છે. તેમણે દોરેલું ચિત્ર કદાચ અતિશયોક્તિ ભરેલું હશે તથાપિ તે કલ્પિત તો નથીજ. પણ વિધવાવિવાહ હાલ તો ભાવના જ રહે એમ બીક લાગે છે. હજુ આપણામાં નૈતિક હિંમત નથી આવી. વિધવાવિવાહની જરૂરીઆત કબુલ કર્યા છતાં, તેને માટે જાહેર વકીલાત કર્યા છતાં પોતાને માટે કે પોતાના લાગતાવળગતામાં તે રિવાજ ચાલુ નહીં કરનારાના દાખલા બહુ નજરે પડે છે. વિધવાઓની દશા જોઈ સમજુઓને ગમે તેટલો સંતાપ થાય તોપણ હાલ તો લોકમત કેળવવા સિવાય બીજો કાંઈ ઉપાય નથી. જેમ જેમ સાહિત્યની પ્રજાજીવન પર અસર થતી જશે તેમ તેમ લોકમત કેળવાતો જશે ને ત્યારે જ આ પ્રશ્નનો સંતોષકારક ફડચો આવશે.

**(બ) ધાર્મિક જીવન અને સાહિત્ય.**

સામાજિક જીવન અને સાહિત્ય વિષે આટલી ચર્ચા પછી ધાર્મિક તેમજ રાજકીય

જીવનની સાહિત્ય પર થએલી અસર ટૂંકામાં નોંધાવી જોઈએ. ધાર્મિક જીવન સંબંધે વિચાર કરતાં ચાર સંપ્રદાયો મુખ્યત્વે કરીને આપણી સમક્ષ નજરે પડે છે. પહેલો સંપ્રદાય તે જૈન સંપ્રદાયઃ જૈન ધર્મની સ્થાપના બહુ પ્રાચીન કાળમાં થઈ ને તેના ૨૪ મા તીર્થંકર શ્રી મહાવીર સ્વામી ઈ. સ. પૂર્વે ૬૦૮ થી ૫૨૬ માં થઈ ગયા; પરંતુ તે સાથે આપણે ઝાઝો સંબંધ નથી. ગુજરાતમાં તો કુમારપાલના સમયથી (ઈ. સ. ૧૧૪૩ થી) "જૈન મત પાટણના સિંહાસન પર બીરાજ્યો,' ને શ્રી હેમાચાર્યે જૈન ધર્મનો પ્રચાર કરવા માંડ્યો. આ જૈન સાધુએ સંસ્કૃતને બદલે અપભ્રંશ ભાષાનો પોતાના ગ્રંથમાં ઉપયોગ કરીને જૂની ગુજરાતી માટે ક્ષેત્ર ખેડવા માંડ્યું. પરંતુ તેમની ખરી સેવા તો જ્યારે મુસલમાની અમલની અંધાધુંધી દરમ્યાન બ્રાહ્મણો નાસભાગ કરતા હતા ત્યારે હતી. જ્યારે સાહિત્યની સેવા કરનાર કોઈ ન હતું, જ્યારે તે માટે સગવડ પણ ન હતી ત્યારે જૈન સાધુઓએ 'ગચ્છો' ની મદદથી વાઙ્મયની સેવા કરવાનું માથે લીધું ને સ્વાભાવિક રીતે આપણા સાહિત્યમાં ધાર્મિક તત્ત્વ દાખલ કર્યું. જૈન રાસાઓ એ તેમના સાહિત્યનું મુખ્ય સ્વરૂપ છે. તે દ્વારા લોકોને ધાર્મિક બોધ આપી તેમના જીવનની અસ્થિરતા દૂર કરવાનો બહુ સારો પ્રયાસ કરવામાં આવ્યો છે.

મધ્યકાળના રાજ્યક્રાંતિના યુગ દરમ્યાન આખા દેશમાં ભક્તિધર્મનો એક મોટો મોજો ફરી વળ્યો તે આપણે જોયું છે. આ ભક્તિમાર્ગની—કૃષ્ણભક્તિના સંપ્રદાયની અસર સાહિત્ય પર કેટલી થઈ તે નરસિંહ, મીરા, દયારામ વગેરેની કવિતા પરથી જણાશે. કૃષ્ણભક્તિના પ્રચાર સાથે વૈષ્ણવ સંપ્રદાયનો પ્રચાર પણ ધ્યાનમાં લેવા જેવો છે. શ્રીમદ્ ભાગવતે કૃષ્ણભક્તિની જે ધૂન જનતામાં મચાવી મૂકી હતી તે સંતોષવાનું આ સંપ્રદાયે માથે લીધું. પરંતુ દુર્ભાગ્યે, આ સંપ્રદાયના ધર્માચાર્યો તે પદ માટે નાલાયક હોઈ સમજુ વર્ગમાં આ સંપ્રદાય સારૂ બહુ લાંબો વખત શ્રદ્ધા રખાવી શકયા નહીં. આ વિશે અખા તથા દયારામની કવિતામાં ઉલ્લેખ છે. તે ધર્મગુરૂઓની વિષયવાસનાને ખુલ્લી કરતી એક ફરીઆદ મુંબાઈમાં મંડાઈ હતી અને નર્મદના વખતમાં ત્યારના સહિત્યકારોનું તે તરફ ખાસ ધ્યાન ખેંચાયું હતું. અને આજ પણ આપણે એ સંપ્રદાયમાં જે અંધાધુંધી જોઈ રહ્યા છીએ તે ઉપરથી લાગે છે કે આ સંપ્રદાય આપણા જીવનમાં કે સાહિત્યમાં કાંઈ પણ અસર કરી શકે એમ નથી.

ત્યાર પછી ત્રીજો સંપ્રદાય તે સ્વામીનારાયણનો. તેની શરૂઆત ઈ. સ. ૧૭૫૫ માં થઈ. આ સંપ્રદાય બરોબર સમજવા માટે એટલું ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે તે સમયે આખા દેશમાં અશાંતિ હતી, ચારે તરફ લડાલડ ને લૂંટફાટ નજરે પડતી. 'આ અરાજકતાને સમયે જાનમાલ ને સ્ત્રીના રક્ષણાર્થે મનુષ્યનાં સર્વ સાધનો વપરાતાં. તે સમયે સાહિત્ય તરફ લોકોનું લક્ષ ન હોય એ સ્વાભાવિક છે. " સમાજમાં સ્ત્રીનું સ્થાન છેકજ છેલ્લી પાયરીએ ઉતારી પાડવામાં આવ્યું હતું.......આવા સમયમાં રહેણી અને કહેણી—આચાર અને વિચાર—ઉપદેશ અને વર્તન, વાણી અને ક્રિયાની એકતા પ્રવર્તાવનાર અને તે ઐક્યના સંરક્ષણમાંજ ધર્મનો સમાવેશ કરનાર આ નવીન સંપ્રદાય ઉદ્ભવ્યો હતો."[૩૩] જૂના પંથો આનો વિરોધ કરે એ દેખીતું છે; અને તેમ છતાં આ સંપ્રદાય લોકપ્રિય થવા માંડ્યો. જેમ જેમ વિરોધ

---

૩૩ ગુજરાતી સાહિત્ય ખં. ૫ ભા. ૫. પા. ૨૧૩–૨૧૪.

વધનો ગયો તેમ તેમ વધુ અડગતા તથા શ્રદ્ધાથી આ પંથના અનુયાયીઓ તેમના કાર્યમાં મચ્યા રહ્યા. 'તેમની આ પ્રવૃત્તિ અને તેમના આ સંસ્કારોએ ભાષામાં પણ નવીન બળવાળું—નવીન આશયોવાળું—નવીન વિચારવાળું—ચાલુ કાળના સાહિત્યથી જુદું પાડનારું—વિશેષતાવાળું સાહિત્ય રચ્યું.'[૩૪] આ સંપ્રદાયે લોકજીવન પર જે સુંદર અસર કરી તેનું મોટામાં મોટું દૃષ્ટાંત સ્ત્રીઓને તેમના અનધિકારી સ્થાનમાંથી, પદભ્રષ્ટ સ્થિતિમાંથી ઉદ્ધારીને સંપ્રદાયમાં પુરુષના સમાન સ્થાને સ્વીકારી તે છે. આ ઉપરાન્ત ગૃહસ્થ છતાં બ્રહ્મચર્ય પાળવાની ભાવના, સ્ત્રીબ્રહ્મચર્યની ભાવના, ધર્મ અને નીતિના સામાન્ય નિયમો, વહેમનું બળ ઓછું કરવાની સલાહ ઈત્યાદિ ઘણા સ્તુત્ય ફેરફારો આપણા જીવન તેમજ કલ્પનામાં આ સંપ્રદાયે કર્યા. અને આ માટે આપણે આ પંથના પ્રચારના જેટલા આભારી છીએ તેટલાજ, બલ્કે વિશેષ, આભારી તે સંપ્રદાયના સ્વામીઓએ રચેલા સાહિત્યના છીએ. તેમના મુખ્ય કવિઓ બ્રહ્માનંદ, મુક્તાનંદ ને નિષ્કુળાનંદ. આ ત્રિપુટીએ તેમની કવિતાદ્વારા ગુજરાતીઓના જીવનને ધાર્મિક નીતિમય ને સરળતાનું વલણ આપવાનો બહુ સ્તુત્ય ને સફળ પ્રયાસ કર્યો છે.

ચોથો સંપ્રદાય કે જેનો અહીં ટૂંકમાં ઉલ્લેખ કરવાનો છે તે પ્રાર્થનાસમાજનો પંથ. અલબત્ત આ પંથનો પ્રચાર બહુ થઈ શકયો નથી છતાં વ્યક્તિગત મનનના આ જમાનામાં દરેક સમજુ માણસને વિચારીને પોતાના ધાર્મિક આદર્શ ઘડવામાં મદદરૂપ થાય એમ છે. ૧૮૭૨માં સ્વ. ભોળાનાથ સારાભાઇએ એક ધર્મમંડળીની સ્થાપના કરી. 'ઈશ્વરપ્રાર્થના અને ધર્મોપદેશ એ મંડળીનાં મુખ્ય કર્તવ્ય કર્યાં. તેમના હેતુ અને મત કલકત્તાની બ્રાહ્મસમાજ જેવાજ હતા પણ તેમની માફક જાતિભેદ તોડવાની તૈયારી થઈ શકે એમ ન હોતું, તેથી, આ મંડળીએ તે નામ ધારણ ન કર્યું. પ્રાર્થના ધર્માચરણનું એક મુખ્ય અંગ છે તે લક્ષમાં રાખી "પ્રાર્થના સમાજ" નામ ધારણ કર્યું.'[૩૫] આ સમાજની એક શાખા મુંબાઈમાં પણ ખોલવામાં આવી. આ સંપ્રદાયની અસર સ્વ. ભોળાનાથની કવિતામાં—'ઈશ્વરપ્રાર્થનામાળા'માં—માલમ પડે છે.

અર્વાચીન કાળમાં ધાર્મિક સંપ્રદાયોની છાપ સાહિત્યમાં બહુ નજરે પડતી નથી, કેમકે અંગ્રેજી કેળવણીની શરૂઆતથી લોકોનું ચિત્ત સમાજસુધારા તરફ વળ્યું છે ને આજનો મુખ્ય પ્રશ્ન સામાજિક સુધારાનો છે, ધાર્મિક સુધારાનો નહીં.

### (ક) રાજકીય જીવન અને સાહિત્ય.

રજપૂત રાજ્ય; ગુજરાતી મુસલમાની રાજ્ય; મુગલ સામ્રાજ્ય; અંગ્રેજોના અમલ પહેલાંનો સંક્રાંતિકાળ; અંગ્રેજી અમલ—આટઆટલા મુખ્ય ફેરફારોમાંથી ગુજરાત છેલ્લા દશ શતકમાં પસાર થઈ ગયું. તેમની આપણા જીવન તેમજ સાહિત્ય પર શી શી અસર થઈ તે આપણે ઉપર જોયું. અહીં તો માત્ર એટલુંજ નોંધવાનું છે કે સ્વાર્થ, કુસંપ, સત્તાલોભ કે ગમે તે કારણને લઈને આખો દેશ પરતંત્ર બન્યો તેની સાથે ગુજરાતનું પણ તેમજ થયું. જ્યારે આપણે માંહોમાંહે લડતા હતા ત્યારે આ પરતંત્રતા બહુ સાલી નહીં. પરંતુ જેમ જેમ અંગ્રેજી કેળવણીને પરિણામે સ્વતંત્ર તર્કશક્તિ આપણામાં આવવા લાગી, આપણા દેશની

૩૪ ગુજરાતી સાહિત્ય ખં. ૫ ભા. ૨૧૩–૨૧૪.
૩૫. 'કવિતા અને સાહિત્ય' પા. ૬૪.

સાધનસંપત્તિનો ખ્યાલ આવવા માંડ્યો, સમાજને સુધારવાનો આદર્શ ઘડાયો તેમ તેમ આપણી રાજકીય ગુલામી આપણને સાલવા લાગી—સ્વતંત્રતાની ભાવના આપણામાં ઉદ્‌ભવી.

પણ આ ભાવનાને વ્યક્ત કરવાની કોઈની હિંમત ન હતી. અસહકારની ચળવળ શરૂ થઈ ત્યાંસુધી આપણામાં નૈતિક હિંમત ન હતી એમ કહીએ તો ચાલે. સ્વ. ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'ના ત્રીજા ભાગમાં આંગ્લ સેનાને કપિ સાથે સરખાવી માટે કોઈ પણ મુદ્રણાલય તે છાપવાનું માથે ન લે ને નવલકથા મહિનાઓ સુધી અપ્રસિદ્ધ રહે એ માત્ર એક વીસી પહેલાંની રાજકીય સ્થિતિનો ખ્યાલ આપવાને બસ છે. જ્યારથી રજપૂત સત્તાનો વિનાશ થયો ત્યારથી આપણા જીવનમાંથી વીરત્વ ઉડી ગયું. મુસલમાની અમલ દરમ્યાન તો જાનમાલ ને સ્ત્રીના રક્ષણાર્થે બિલાડીને જોઈ ઉંદર નાસે તેમ લોકોએ નાસવા માંડ્યું. મધ્યકાલીન સાહિત્યમાં પણ વીરરસ જવલ્લેજ નજરે પડશે. નર્મદે સમાજસુધારા માટે રણહાક મારી. તેની ભાષામાં વીરરસ ઝરતો હતો—તેમાં શૂરાતન હતું—બીકણને પણ પાનો ચડાવવાનું જોમ હતું અને તેની અસર લોકો પર થઈ—યુવકો પર થઈ—તે કહેવાની જરૂર નથી. 'નવજીવન સંપ્રદાયે' તેવીજ અસર યુવકો પર કરી. અસહકાર સફળ થયો કે નિષ્ફળ તે સવાલ બાજુએ મૂકતાં સૌએ એટલું તો કબુલ કરવુંજ પડશે કે હજારો યુવકો જેલમાં ગયા, હજારો યુવકોએ બીજા ભોગો આપ્યા તે ફોકટ નથી ગયા. પ્રજાજીવનમાં ચેતન આવ્યું છે, યુવાનોમાં જોમ આવ્યું છે, તેમનામાં નૈતિક હિંમત આવી છે—સ્પષ્ટવક્તૃત્વ વધ્યું છે. આજે સરકારની સખતમાં સખત ટીકા કરતું પુસ્તક છાપી આપનારા મળશે; આજે ન્યાતના થાંભલા રૂપ શેઠીઆઓની શરમમાં અંજાયા વિના પોતાના 'ઉછળતા લોહી' માટે મગરૂર થતા ને પોતાના વિરોધી વિચારો સ્પષ્ટ રીતે જણાવતા યુવાનો મળી આવશે; આજે સાહિત્ય ક્ષેત્રમાં ય કોઈ પણ વ્યક્તિની શરમ રાખ્યા વિના મનને ખરૂં લાગે તેવું વિવેચન કરનારા મળી આવશે.

આ પ્રમાણે જોકે ગાંધીજીની ચળવળથી આપણે સ્વરાજ્ય નથી મેળવી શક્યા ને કેટલીક બાબતોમાં તો આપણી પ્રગતિને પણ ધક્કો લાગ્યો છે છતાં આપણી ગુલામી મનોદશાનો નાશ કરવાનો જે પ્રયાસ થયો છે તે તેની મોટામાં મોટી સફળતા છે; અને આની છાપ આપણા જીવન તેમજ સાહિત્યમાં દૃષ્ટિગોચર થાય છે.

## ૪ ભાવનામય સાહિત્ય અને પ્રજાજીવન

પ્રજાજીવનની સાહિત્ય પર શી અસર થઈ તે ચર્ચતાં સાથે સાથે સાહિત્યની લોકજીવન પર શી અસર થઈ તેની પણ ચર્ચા થઈજ જાય; અને તેથી મધ્યકાળના ધાર્મિક સાહિત્યની —નરસિંહ, મીરાં ને દયારામની કૃષ્ણભક્તિની કવિતા, અખાની તત્વજ્ઞાનપ્રધાન કવિતા કે સ્વામીનારાયણ પંથના સ્વામીઓની ઉપદેશાત્મક—સામાન્ય નીતિ સંબંધી ઉપદેશ આપતી —કવિતાની—તે સમયમાં શી અસર થઈ, તેને લીધે પ્રજાના અશાંત જીવનમાં શાંતિ ને નીતિને કેવી રીતે સ્થાન મળ્યું તે સંબંધી આગળ ઉલ્લેખ કર્યો છે. 'સરસ્વતીચન્દ્ર'માં પ્રજાજીવનનું પ્રતિબિંબ જોતાં તેમાં રહેલી કર્તાની ભાવના સંબંધી કહેવામાં આવ્યું હતું. આ રીતે જોકે આ બાબતનો અંગુલિનિર્દેશ આગળ થઈ ગયો છે છતાં ભાવનામય સાહિત્ય જરા વધારે વિસ્તારથી તપાસવાની જરૂર છે.

પ્રેમાનંદ વગેરેના પૌરાણિક આખ્યાનો એક રીતે તો આપણું અદ્દભુતરસાત્મક સાહિત્યજ (Romantic Literature) કહેવાય. તેમાંના પાત્રો પૌરાણિક સમયમાં બને જીવનમાંથી મળી આવતા હોય તો પણ પ્રેમાનંદના કે આપણા કાળમાં તો તે કલ્પિતજ મનાય. તેમાંની સ્ત્રી પાત્રોને આપણી કેટલીય સ્ત્રીઓ આદર્શ ગણતી હશે. તે આદર્શ જીવનમાં ઉતરે કે નહીં તે બીજો પ્રશ્ન છે પરંતુ તેમાંથી જીવનનો આદર્શ બંધાતો—સારામાં સારી જીંદગી ગાળવાની પ્રેરણા મળતી એ ચોક્કસ.

નર્મદ દલપતના સમયનું સાહિત્ય તો તે સમયના સામાજીક દુષણો જોઈને તેનો કેમ નાશ કરવો તે દ્રષ્ટિએજ રચાએલું એટલે એ સિવાય સામાન્યતઃ બીજી ભાવના તેમાંથી નહીં મળે. સ્વ. ગોવર્ધનરામે સમાજનું પ્રતિબિંબ રજુ કરતાં કરતાં તેને આદર્શ બનાવવા માટે પોતાની ભાવના પણ રજુ કરી. ધનિકોએ પોતાના દ્રવ્યનો કેવી રીતે ઉપયોગ કરવો, વિદ્વાન્ વજીરે એકનિષ્ઠ ને ખંતથી રાજ્ય તેમજ પ્રજાનું હિત કેવી રીતે કરવું, દેશીરાજાએ હાલના સમયમાં પ્રજાપાલક કેવી રીતે બનવું, વિદ્યાવિલાસી પુરૂષે પોતાની પત્ની તેમજ પુત્ર-પુત્રીઓને કેવી રીતે સરસ્વતીનું રસપાન કરવા પ્રેરવા, સંસારત્યાગી સાધુઓએ પોતાની જાત પર ચોટેલી કાળી ટીલીને ઉખેડીને કેવી રીતે પરમાર્થ સાધવો, સમજુ ગૃહિણીએ હિંદુ ઘરસંસારનો બોજો કેવી રીતે ઉપાડી લેવો વગેરે વગેરે ઘણા આદર્શો તેમણે રજુ કર્યા છે. આ બધામાંથી આપણને હંમેશ પ્રેરણા મળ્યા કરે છે. જાણે અજાણે તેમાં રજુ થએલી ભાવના આપણા મનમાં રમી રહી હોય છે ને પરિણામે અનુકૂળ સંયોગોમાં તે આપણે જીવનમાં ઉતારીએ છીએ.

કલાપીની કવિતામાં બીજા ગમે તે ગુણ દોષ હોય, તેની કવિતામાં છંદ પ્રાસ ન હોય કે બીજી ગમે તે ત્રુટી હોય તોપણ આપણને તે ગમે છે, તેમાંથી જીવનના આદર્શ મેળવવા હોય એમ આપણે તે હોંસભેર વાંચીએ છીએ. આ જમાનામાં કલાપીએ અસર કરી નહીં હોય એવા યુવકો બહુજ થોડા હશે. તેની કવિતામાંથી સ્નેહ ઝરે છે, તેમાં પરદુઃખ (Humanity) છે, સહૃદયતા છે, સરળતા છે. વિદ્યાનો આડંબર નથી, કવિતાશાસ્ત્રના જ્ઞાનનો ડોળ નથી. માત્ર હૃદયની ઉર્મિનું આલેખન છે. અને તેથીજ તે આપણને આકર્ષે છે.

કવિ નાનાલાલ કહે છે કે ગુજરાતમાં સંસાર કવિતા (Congregational poetry) ઓસરી છે અને આત્મરંગી કવિતા (Individualistic poetry) પાંગરી છે.[૩૯] આજના વ્યક્તિસ્વાતંત્ર્યના આ જમાનામાં ગુજરાતના ત્રણ મોટા કવિઓ—રા. નરસિંહરાવ, રા. નાનાલાલ, ને રા. ખબરદાર—મોટે ભાગે આત્મરંગી કવિતાજ રચી રહ્યા છે તેમાં આ કવિઓની ભાવનાઓ આપણને મળી શકે. રા. નાનાલાલનાં કાવ્યો તપાસીએ. 'જયા અને જયંત' તેમજ 'ઈન્દુકુમાર'માં તેમણે લગ્નનો પ્રશ્ન ચર્ચ્યો છે. હજુ સુધી લગ્નનો અર્થ મોટે ભાગે આ પ્રમાણે થાય છેઃ છોકરો કે છોકરી પરણવા લાયક ઉંમરના (અસલ આઠેક વર્ષના હોય ત્યારે તે હાલમાં અઢાર વીસ વરસનો છોકરો ને ચૌદ પંદર વરસની કન્યા થાય ત્યારે) થાય કે માબાપ કટિબદ્ધ થાય ને જાતે પરણવા જવું હોય. તેમ ઉમંગમાં આવી જઈ પોતાના

૩૯. વિલ્સન કોલેજ ગુજરાતી સાહિત્ય સભા તરફથી આપેલું ભાષણ.

પુત્રી–પુત્ર માટે વર–વધુની પસંદગી કરે; છોકરા–છોકરી હોંસભેર પરણે; માબાપને આશીર્વાદ આપે; સંસાર માંડે; કુટુંબનું પોષણ કરે ને મરી જાય. આ સામાન્ય માણસની જીંદગીનો ક્રમ. જ્યારે લોકમત આવો છે ત્યારે

'પતિએ પત્નીવ્રત લેવું,
ને પત્નીએ પતિવ્રત લેવું,

એવી પરસ્પરની પુણ્ય પ્રતિજ્ઞા તે લગ્ન' (ઈન્દુકુમાર પા. ૧૧૨) એવી લગ્નની વ્યાખ્યા આપવી, કે

'પ્રેમ તહાં ન હોય કામવાસના:
પ્રેમમાં નથી દેહની વાંછના.'

('જયા–જયન્ત' પા. ૧૫૪.)

ની પંક્તિઓમાં પ્રેમ અને વાસનાનો ભેદ બતાવવો એ આપણા સમાજને નવો પંથ બતાવવાનો પ્રયાસ છે.

સ્નેહનાં ઝરણ આડી પાળ બાંધી
નથી સુખી થતાં માતા પિતા,
કે નથી સુખી કરતાં સન્તાનોને.
સુણજો ઓ સજ્જનો જગતના !
અમારી કથાની આ મન્ત્રઘોષણા:
સન્તાનના સ્નેહ ઉછેરજો,
વાળજો, પરિશુદ્ધજો,
પણ ઉચ્છેદશો મા."

(જયા–જયન્ત પા. ૧૭૨.)

આ સ્નેહલગ્નની ભાવના તો નવગુજરાતને ઘેર ઘેર સ્થાન પામી છે—યુવકો તેને સેવે છે. આ ઉપરાંત આપણા સમાજને તદ્દન નવીન એવી આત્મલગ્નની ભાવના—નૈષ્ઠિક બ્રહ્મચર્યની ભાવના—રજુ કરી પોતાનો આદર્શ કવિએ જનસમાજ સમક્ષ મૂક્યો લાગે છે.

આવા સાહિત્યની અસર દેખીતી રીતે નહીં થાય–બહુ તાત્કાલિક નહીં થાય એ સંભવિત છે. છતાં જેમ જેમ તેનો પ્રચાર વધતો જાય તેમ તેમ પ્રજાજીવનમાં તેમાં રહેલી ભાવના ને આદર્શ ઉતરવા માંડે છે. આજે સમાજમાં, સરસ્વતીચન્દ્ર ને કુમુદ, વિદ્યાચતુર ને ગુણસુંદરી, તનમન ને જગત, મણિ ને મુચકુંદ, જયા ને જયંત થવાની હોંસ ધરાવતા, તેમને પોતાના જીવનમાં ઉતારવા મથતા અસંખ્ય યુવકો ને યુવતીઓ મળી આવશે. તેઓ તેમ કરવાનો પ્રયાસ કરે છે એવું કાંઈ નથી. માત્ર આ સાહિત્યની ભાવના તેમના ઉછરતા મનને આકર્ષે છે ને તેમનો આદર્શ બાંધવામાં સીધી કે આડકતરી રીતે મદદરૂપ થાય છે. તે બધા આદર્શો એકદમ જીવનમાં નથી ઉતારાતા એ ખરું છે પરંતુ જેટલા તેને વ્યવહાર બનાવી શકાય તેટલો સમાજ આગળ વધ્યો એમ બેધડક કહી શકાય. આ રીતે ભાવનામય સાહિત્ય પ્રજાજીવન ઘડવામાં મદદરૂપ થાય છે.

## ૫. ઉપસંહાર.

આ ચર્ચા ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે આ નિબંધના આરંભમાં જણાવેલો સામાન્ય નિયમ—સાહિત્યમાં પ્રગતિ અને પ્રજાજીવનનો ઉત્કર્ષ પરસ્પર અવલંબી રહ્યા છે—ગુજરાતી સાહિત્ય ને પ્રજાજીવન માટે પણ સત્ય છે. પ્રજાજીવનના સમુદ્રની ભરતી ને ઓટ તેજ સમયે સાહિત્ય સમુદ્રમાં ય પ્રવર્તે છે. પ્રજાના જીવનના ક્રાંતિકારક કોઈ પણ બનાવ—મુસલમાની અત્યાચાર, મરાઠાઓની લૂંટ, ધાર્મિક સંપ્રદાયોની સ્થાપના, અંગ્રેજી અમલ કે અંગ્રેજી કેળવણીનો પ્રચાર, કે અસહકાર—આપણા સાહિત્ય પર અસર કર્યા વિના—તેને લીધે જીવનમાં થઈ હોય તેવી અસર કર્યા વિના નથી રહ્યા. આપણે જોયું તેમ રાજકીય ને સામાજીક અંધાધૂંધીના સાથેજ સાહિત્યમાં અરાજકતા પ્રસરી; રાજકીય શાંતિનો સમય આવતાંજ સાહિત્યક્ષેત્ર પણ શાંતિથી ખેડાતું શરૂ થયું; ધાર્મિક સંપ્રદાયોની સ્થાપના સાથેજ ધાર્મિક તત્ત્વો સાહિત્યમાં દાખલ થયા; અંગ્રેજી કેળવણીના પ્રચારની સાથેજ આપણો દૃષ્ટિકોણ બદલાયો, સમાજ તરફ આપણે પહેલાથી જુદીજ રીતે જોતા થયા, ત્યાર સુધી બરોબર લાગતી સમાજવ્યવસ્થામાં ભૂલો માલમ પડવા માંડી ને તેનું પ્રતિબિંબ તરતજ સાહિત્યમાં પડ્યું. આ સૌ વિગતો પરથી પૂરવાર થાય છે કે આપણાં પ્રજાજીવન ને સાહિત્ય પરિપૂરક અંગો છે, ને તેમનો અરસપરસનો સંબંધ અતૂટ છે.

આ ચર્ચાના ઉપસંહાર તરીકે તો માત્ર એટલુંજ કહેવાનું કે ગુજરાતની જે અસ્મિતાની હાલ વાતો થાય છે તેને આપણા જીવન ને સાહિત્યની રગેરગમાં ઉતારવાને ગુજરાતના સામાજીક રાજકીય ને ધાર્મિક ઇતિહાસ—પ્રાચીન તેમજ અર્વાચીન—નો પૂરેપૂરો અભ્યાસ કરીને તેને અને તેના સમકાલીન સાહિત્યને શો સંબંધ છે તેનું સંશોધન કરવાની જરૂર છે; તેમજ ઈસ્લામી, પારસી, અંગ્રેજ ને અન્ય પ્રજાઓના સંસર્ગમાં આવી આપણે આપણી જૂની સંસ્કૃતિને કેટલે દરજ્જે પાછી ઠેલી ને તેથી લાભ થયો કે ગેરલાભ તેની તપાસ આવશ્યક છે. આ અન્વેષણ પછીજ ગુજરાત એક નવું વ્યક્તિત્વ ઘડી શકે—ત્યાર પછીજ ગુજરાતની અસ્મિતા સર્વત્ર પ્રવર્તે—બાકી હાલ તો 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' એ સત્ય નથી લાગતું. અસ્તુ.

| ઐક્યનું પ્રભાત |
|---|

..........લેખકઃ રા. રા. મનુભાઈ કલ્યાણજી દેસાઈ, એમ. એ.

—એકાંકી નાટક—

પાત્રોઃ બ્રિજમોહન, પઠાણ અને કુલ્સિઆ.

## પ્રવેશ ૧.

**સ્થળઃ** ઉત્તર હિન્દુસ્થાનનું એક શહેર.

**કાળઃ** નજીવાં કારણસર હિન્દુ અને મુસલમાનો વચ્ચે તોફાનો થાય છે તે-ચાલુ વર્તમાનની એક સાંજ.

આવાં એક કોમી હુલ્લડ દરમ્યાન એક પઠાણે બ્રિજમોહન નામના હિન્દુ જવાનને પકડી પોતાની અંધારી ગંધાતી કોટડીમાં પૂર્યો છે. હેના હાથ બાંધેલા છે, શરીર પર જખમો છે ને કપડાં લોહીથી ખરડાયાં છે.]

**બ્રિજમોહનઃ** [સ્વગત] આ અનુભવ હું કદી પણ ભૂલી શકીશ નહિ. આ કંગાળ દશાનું કારણ આપણી સમાજવ્યવસ્થા ને હેનાં બંધનો, એશઆરામ અને નામર્દાઈભર્યું આપણું જીવન—

[તેજ પળે જોતાં ચીતરી ચઢે ને કમકમાં આવે એવો કદાવર પઠાણ હેની સામે આવી ખડો થાય છે. હેના હાથમાંનું ખંજર ઇન્સાનના ખૂનને માટે તલસતું હોય તેમ ચમકે છે.]

**પઠાણઃ** ઇસ્લામ અખત્યાર કર અગર મોતને માટે તૈયાર થા.

[પઠાણનો અવાજ કોટડીની ભયંકર શાન્તિને વધુ ભયંકર બનાવતો ચારે દિશાએ ઘુમી વળે છે.]

ક્યાં તો કુરાન કે આ ખંજર!

**બ્રિજમોહનઃ** અજ્ઞાન પઠાણ! ત્હારો ધર્મ મ્હારા પર જબરદસ્તીથી લાદશે તેથી શું પ્રભુ રાજી થશે? મ્હારો પ્રભુ તેજ ત્હારો ખુદા છે ને આપણા સૌના એ પિતાને કોઈનો પક્ષપાત નથી. પ્યાર, સચ્ચાઈ ને નેકીજ હેને તો પ્રિય છે.

**પઠાણઃ** કાફીર! ત્હારા પ્રભુ માટે મ્હને લેશ પણ પરવાહ નથી ને મ્હારી બેટી કુલ્સિઆએ વચ્ચે પડી ત્હારો જાન બચાવ્યો ન હોત તો અત્યારે તું ક્યારનો જહન્નમમાં પહોંચી ગયો હોત. હવે મુસ્લિમ થયા બાદ મ્હારી કુલ્સિઆ સાથ શાદી કરે તો પણ મ્હને વાંધો નથી. અગર—અગર નહિ, તો આ ખંજર તો ક્યારનું ત્હારા ખૂનની રાહ જુએ છે. બોલ, જલદી કર.

[પઠાણ લોહીતરસ્યું ખંજર ઉગામે છે પરન્તુ એકાએક કુલ્સિઆ દોડી

આવી પોતાના ઝનુની બાપ અને બ્રિજમોહનની વચ્ચે પદ્માણુનો હાથ પકડી ઉભી રહે છે. ત્હેનાં ગોરાં ખભાં ને હાથો પર કાળા ચળકતા વાળની વિખરાવલી લટો ઉડે છે. ત્હેની મ્હોટી કાજળકાળી આંખોમાં ઉંડી યાચના ચમકે છે. પદ્માણુ ખંજર મૂકી દે છે ને કુત્બિઆના માથા પર વ્હાલથી હાથ ફેરવે છે.]

(પડદો પડે છે)

## પ્રવેશ ૨.

**સ્થળ:** પદ્માણુની કોટડી.

**સમય:** મધરાત.

[બ્હાર ધોધમાર વરસાદ પડે છે. માટીની દિવાલ ભીંજાઈ ગઈ છે ને બારી-માંથી જોસભેર ઘડો પવન ફુંકાય છે. બ્રિજમોહન ફાટીતૂટી મેલી ગોદડી પર તરફડીયાં મારતો જાગતો પડ્યો છે. શરીર અને મનની વેદનાથી તે પીડાય છે. વર્તમાન અને ભવિષ્યના વિચારો ત્હેને ગુંગળાવે છે.

એવામાં કમાડ ખૂલે છે ને બ્રિજમોહન પીઠ ફેરવી જુએ છે તો ભયંકર સ્વપ્નમાં એકાએક પ્રગટેલી આશાની દેવી જેવી કુત્બિઆ ત્હેની સામે આવી ઉભી રહે છે.]

**કુત્બિઆ:** અબઘડી ભાગી જાઓ. હું આપના હાથ છોડીશ. મ્હારા બાપ ઘોર નિંદમાં છે ને દરવાજો પણ મેં હમણાંજ ખોલી દીધો છે.

[નરમ હાથોએ તે બ્રિજમોહનને છૂટો કરે છે ને જુવાનના આખા શરીરમાં એક અદ્ભુત લાગણી વિજળી વેગે ફરી વળે છે.]

**બ્રિજમોહન:** પણ પદ્માણુ જાણશે તો ત્હમારા પર ખફા થશે. મ્હને આપમતલબી ન સમજો.

**કુત્બિઆ:** નહિ, મ્હને તે કંઈ કરી શકશે નહિ—મ્હારા પર ત્હેનો એવો પ્યાર છે. આ તકે આપ મ્હારો ખ્યાલ કરવા ન રોકાઓ. નહિ તો ફજર થતાંજ આપની જીંદગી ખતમ થશે.

**બ્રિજમોહન:** કુત્બિઆ, આ અહેશાનનો બદલો હું કેમ કરી વાળી શકીશ?

**કુત્બિઆ:** જોખમમાં વધુ વખ્ત ન ગુમાવો. પરન્તુ અહેશાનજ ગણતા હો તો મ્હારી એક માંગણી મંજુર કરો–મ્હારા પ્યારા બાપ પર કિનો ન રાખશો ને–એણે લૂંટી લીધેલા આ આપના પૈસા.

**બ્રિજમોહન:** એને તો કોઈ કંઈ કરી શકે એમ નથી ને આ પૈસા તો મ્હારી નાચિઝ ભેટ તરીકે ત્હમારી પાસેજ રાખો.

**કુત્બિઆ:** નહિ, ત્હમે એ પાછા ન લેશો તો મ્હારૂં જીગર દુઃખાશે. અમારો એના પર કંઈ હક નથી.

ઐક્યનું પ્ર-
ભાત
...............
લે: રા. મ. ક. દે.
એમ. એ.

**બ્રિજમોહન:** [સ્વગત] આ પઠાણ કન્યાની અમીરી સુન્દરતા મ્હને મોહ પમાડે છે. એ મુસલમાન છે, પણ તેથી શું ? હું એને ચાહી ન શકું ? ને હું ઇસ્લામ ગ્રહણ કરૂં તો કુત્બિઆ મ્હને પરણાવવા પણ પઠાણ કહેતો હતો......

[પ્રગટ] કુત્બિઆ, ત્હમે કેટલાં સુન્દર અને ભલાં છો ?

**કુત્બિઆ:** નાહક ખોટી ન થાઓ. મ્હારા બાપ જાગશે તો બધું ફોગટ જશે.

**બ્રિજમોહન:** મ્હને અહિંથી નાસી જવાની લેશ પણ ખ્વાહેશ નથી.

ત્હમારા પગ આગળ પડી મરવું મ્હને તો વધુ પસંદ છે. કુત્બિઆ,–હું ત્હમારી સાથે શાદી કરવા ચાહું છું.

**કુત્બિઆ:** હું મુસ્લિમ છું તે ત્હમને યાદ છે ?

**બ્રિજમોહન:** કંઈ નહિ, ત્હમારે ખાતર મુસલમાન થવા—

**કુત્બિઆ:** ના–ના. એમ કરશો તો કોમી ઝગડાની આગ ઔર બળુકી ઉઠશે. મ્હારો ખ્યાલ ન કરશો. મ્હારા કરતાં કોમની એકતા વધુ છે.

**બ્રિજમોહન:** પણ કુત્બિઆ, બેઉ મઝહબ એકજ પ્રભુને ભજે છે પછી—

**કુત્બિઆ:** મગર બેવકુફ લોકોને એ નામંજુર છે. એવો વખ્ત કોઈક દિન આવે મગર આજ તો—

**બ્રિજમોહન:** લોકો ? પ્રેમ અને દિલના સંબંધ આગળ લોકોની મ્હને પરવાહ નથી.

**કુત્બિઆ:** લોકોની દરકાર ન હોય—હેમને મદદ ન કરી શકાય તો પછી આ જીંદગી અને પ્યારનો પણ શો કિંમત ? આપણાથી લોકોને છોડી વેરાન જંગલમાં કેમ રહેવાશે !—ના, ના. મ્હને ભૂલી જજો. હું તો અદના ઇન્સાન છું.

**બ્રિજમોહન:** પણ, ત્યારે, કુત્બિઆ, આપણે કોઈ પણ રીતે એક ન થઈ શકીએ !

**કુત્બિઆ:** હા. જો બે કોમ વચ્ચે વધુ સારો સંબંધ હોત–પણ જલદી કરો. મ્હારા બાપ જાગશે તો બધું ધુળધાણી થશે ને સવાર થતાં તો તે ત્હમારો જાન લેશે.

**બ્રિજમોહન:** વારુ, કુત્બિઆ, ત્યારે હાલ તો હું જઈશ પરન્તુ ઐક્યનું પ્રભાત પ્રગટતાં હું ત્હમારી પાસે પાછો આવીશ ને ત્યાં સુધી હું એ માટે તનતોડ મહેનત કરીશ.

**કુત્બિઆ:** હા. અફસોસ. ને હું પણ એ એકદિલીના બાપદાદાની રાહ જોતી જીંદગીના કડવા દિન ગુજારીશ–મગર નહિ. એ તો એક ખાલી છાલખ્વાબ ખ્વાબ લાગે છે. મ્હને ગુજર પામેલી ગણજો. મ્હારો ખ્યાલ પણ આપના દિલમાંથી દૂર કરજો—

[“કુત્બિઆ બેટી.” અંદરથી પઠાણનો ભયંકર અવાજ આવે છે ને રાત્રીની શાન્તિને ધ્રુજાવતો ચારે દિશાએ ફરી વળે છે.]

**કુત્બિઆ:** (ગુંગળાતે સાદે) જાઓ–નાસો—

[અંધારી કોટડીમાંથી બ્રિજમોહન વધુ અંધારી વિકરાળ રાત્રીમાં બ્હાર ધસે છે ને કુત્બિઆ પઠાણની ઓરડી તરફ જાય છે.]

(પડદો પડે છે)

## પ્રવેશ ૩.

**સ્થળ:** પઠાણની ઓરડી

**સમય:** આ પ્રવેશ પછીનો ચાલુ

કુલ્મિઆ પ્રવેશ કરે છે.

**પઠાણ:** ક્યા હય બેટા, કિધર ગઈ થી ?

**કુલ્મિઆ:** કુછ નહિ. બડી બામદાદ કો દેખને કે લીયે.

[ત્હેની આંખમાં ઝળઝળીયાં આવે છે.]

**પઠાણ:** બેટા, અબ તક તો રાતકા ઘેહરા અંધેરા હય.

[કુલ્મિઆ ડુસકું દાબી રૂએ છે]

કુલ્મિઆ, બેટી, રોતી ક્યોં ?

**કુલ્મિઆ:** બડી ફજર કબ હોગી, મુઝે નિંદ નહિ આતી.

**પઠાણ:** બેટા ઓર ભી જ્યાદા બખ્ત હય, સોજા, રાતકી નિંદ બહુત અચ્છી હય.

**કુલ્મિઆ:** ખુદા માલુમ. બામદાદકો કિતની દેર હોગી !

[કુલ્મિઆ પથારીમાં મ્હોં છૂપાવી રડે છે]

(પડદો પડે છે)

**[સમાપ્ત]**

---

# ગુજરાતી સાહિત્ય મંડળ, સુરત.

## ધારા ધોરણો.

**નામઃ**—આ સંસ્થાનું નામ "ગુજરાતી સાહિત્ય મંડળ" રાખવામાં આવે છે.

**ઉદ્દેશઃ**—સાહિત્યમાં રસ લેતા અને સાહિત્યસેવા કરવાને ઉત્સુક ભાઈઓને એક બીજાના પરસ્પર સમાગમમાં આણી તેમના સંગઠિત કાર્યથી ગુજરાતી ભાષાની ઉન્નતિ કરવાનું અને જનસમાજમાં સાહિત્ય તથા જ્ઞાનના પ્રચારના ઉદ્દેશથી આ મંડળ સ્થાપવામ આવ્યું છે.

**કાર્યઃ**—ઉપરના ઉદ્દેશને સફળતાથી પાર ઉતારવા માટે આ મંડળ નીચેના કાર્યો કરશેઃ—

(ક) વ્યાખ્યાનો કરાવશે. (ખ) ચર્ચાઓ યોજશે. (ગ) પત્રિકાઓ, પુસ્તકો અને ખાસ પ્રચારવા લાયક પ્રાસંગિક તેમજ સામયિક સાહિત્ય પ્રગટ કરશે. (ઘ) ઇનામી હરિફાઈનો પ્રબંધ કરશે. (ઙ) વિદ્વત્તાની કદર કરવા યત્ન કરશે. (ચ) નાણાં સંબંધી સ્થિતિ મજબૂત થતાં એક નિય-

મિત પત્ર પ્રગટ કરવાનો પ્રબંધ કરશે. (છ) કોઈ પણ વ્યક્તિ અગર વ્યક્તિઓ આ મંડળ દ્વારા સાહિત્યની અભિવૃદ્ધિથી કોઈપણ યોજના પોતાની આર્થિક જવાબદારી પર પાર પાડવા તૈયાર થાય અને મંડળને યોગ્ય લાગે તો માથે લેશે. (જ) આ મંડળ તરફથી દર વરસે ઓછામાં ઓછી બાર જાહેર સભાઓ મેળવવામાં આવશે.

**સભાસદો**:—(૧) એકી વખતે રૂા. ૨૫૧ અગર તેથી વધુ આપનાર કોઇ પણ વ્યક્તિ આ મંડળના મુરબ્બી ગણાશે. (૨) એકી વખતે રૂા. ૫૧) કે તેથી વધુ આપનાર જીવન પર્યંતના સભાસદ ગણાશે. (૩) વાર્ષિક રૂ. ૬) આપનાર મંડળના अ વર્ગના, રૂા. ૩) આપનાર ब વર્ગના અને રૂા. ૧) આપનાર क વર્ગના સભાસદ લેખાશે. આ સર્વ સભ્યોના હક એક સરખા રહેશે. (૪) કોઇ પણ પ્રતિષ્ઠિત સાહિત્ય સેવકને મંડળની કાર્યવાહક સમિતિ વધુ મતે માનનીય સભાસદ તરીકે ચુંટી કાઢશે.

**કાર્યવાહક સમિતિ**:-દર વર્ષે સામાન્ય સભાએ ચુંટી કાઢેલા એક પ્રમુખ, બે ઉપ-પ્રમુખો, ત્રણ મંત્રીઓ (જેમાંનો એક ખજાનચીનું કામ કરશે.) તથા સાત ચુંટેલા સભ્યોની મળી કુલ તેર જણાની કાર્યવાહક સમિતિ મંડળનો વહીવટ ચલાવશે.

**મંડળની સિલક**:—મંડળના નાણાં એક સેક્રેટરી તથા પ્રમુખના નામથી બેંકમાં રાખવા. તેનો હિસાબ દર વરસે મંડળ આગળ રજુ કરવામાં આવશે.

**સમિતિની ફેર બદલી**:—આ મંડળના ૨/૩ સભાસદોના મતથી એક કાર્યવાહક સમિતિ રદ થઇ બીજી ચુંટી શકાશે, અને મંત્રીઓ ઉપર તે બાબત રજુ કરવા એક અઠવાડીઆમાં તેમણે સભા બોલાવવી જોઇશે.

**કોરમ**:—કાર્યવાહક સમિતિનું કોરમ પાંચ સભ્યોનું અને સમસ્ત (સામાન્ય) સભાનું ૧૫ સભ્યોનું રહેશે.

**સમસ્ત સભા**:—પંદર સભ્યોની સહીથી સમસ્ત સભા મેળવવા મંત્રીઓ પર અરજી આવે તો તેમણે તે આઠ દિવસમાં બોલાવવી.

**મંત્રીઓની સત્તા**:—મંત્રીઓને એક કામ માટે કે પરચુરણ કામ કાજ માટે એકી વખતે અથવા છૂટક ખરચવા રૂા. ૩૦૧ ની સત્તા આપવામાં આવે છે અને રૂા. ૫૦૧ ની વધુ બહાલી આપવાની કાર્યવાહક સમિતિને સત્તા આપવામા આવે છે. એથી વધુ રકમની જરૂર પડે તો સમસ્ત સભા બોલાવી તેની રજા લેવી.

---

ઇલોરાનાં
# કળામંદિરોની યાત્રા

.........લેખકઃ રા. રા. હીરાચંદ કસ્તુરચંદ

તારીખ ૨૭ મી ડીસેમ્બર ૧૯૨૭ ને દિવસે બપોરે આનંદી મંડળની બારેક જણાની એક ટોળી એલોરાંના કળામંદિરોની જાત્રાએ ઉપડી. અમારી મંડળીનું ધ્યેય તો ખાઇ પીને આનંદ કરવાનું છે, છતાં યે નવયુગની ભાવનાઓનો સ્પર્શ ન થાય એટલા બધા પુરાણા વિચાર તેમાં નથી; એટલે આનંદ કરતાં પણ નવીન જાણવાનું કે જોવાનું મળે તો અમે તે તક તરતજ ઝડપી લેતા.

મુસાફરી દરમ્યાન શી શી બીનાઓ બની તેનું વર્ણન હું અહિંઆ નહિ કરૂં. યુવકોની ટોળીને સહજ એવી મસ્તી તોફાન કરતાં અમે બીજે દિવસે સવારે છ વાગે ઔરંગાબાદ ઉતર્યાં. અમારો પડાવ ક્યાં નાખવો તેનું પહેલેથી નક્કી નહોતું એટલે પા કલાક વાદાવાદ અને સુચનાઓ પછી એક ગૃહસ્થની ભલામણથી અમે "કરણપુરા" નામના સ્થળે જવાનું નક્કી કર્યું. શહેરથી દૂર છતાં એ સ્થળ એકંદરે સગવડભર્યું, શાંત, રમણીય અને વળી સ્ટેશનની નજીક હતું. તે દિવસે તો અમે રેલ્વે મુસાફરીના શ્રમ પછી થાક લેવાનો નિશ્ચય કર્યો. એટલે અમારે એલોરાની ગુફાઓ જોવા જવાનું બીજે દિવસે હતું. બપોરના જમી આઈ જરા નમતે પહોરે અમે ઔરંગાબાદ શહેર જોઈ આવ્યા. તેમાં જોવા જેવો કેવળ ઔરંગઝેબની પુત્રીનો તાજમહાલનું અનુકરણ કરી બંધાવેલો મકબરો તથા બીજી કબરો છે. એમાં ઝાઝો રસ પડયો નહિ. અમારે તો એલોરાનાં રસમંદિરોનાં દર્શન કરવાં હતાં.

બીજે દિવસે એટલે તા. ૨૯-૧૨-૨૭ ને દિવસે સવારના નવ વાગે અમે નાસ્તો પાણી કરી મોટરમાં ગુફાઓ જોવા નીકળ્યા. ઔરંગાબાદથી તે લગભગ ત્રીસેક માઇલ છે. રસ્તામાં ગુજરાતની પડતીનું સ્મરણ કરાવતો પેલો ઇતિહાસપ્રસિદ્ધ દોલતાબાદનો કિલ્લો અને ઔરંગઝેબની કબરથી પ્રસિદ્ધ બનેલું ખુલદાબાદ નામનું નાનકડું ગામડું આવે છે. અમે તે સઘળું પાછા ફરતાં જોવાનું નક્કી કર્યું.

અમે લગભગ અગીઆર વાગે એલોરા પહોંચ્યા. અમારી મોટર જગપ્રસિદ્ધ કૈલાસના કલામંદિર આગળ આવી ઉભી રહી. અમે સઘળા ઉતર્યાં અને પહેલી ગુફાથી એક પછી એક જોવી એમ નક્કી કર્યું.

જે અમે જોયું તેનું અક્ષરે અક્ષર વર્ણન કરવું અશક્ય છે. જે સ્થાપત્યને પરિપૂર્ણ કરતાં વર્ષોની હારમાળા લાગી હશે તે કેવળ અધુરા શબ્દોથી સંપૂર્ણ કેમ વર્ણી શકાય? જોતાં જોતાં અમે પાર્થિવ જગતને ભૂલી ગયા; અમારી કલ્પનાસૃષ્ટિ સ્વર્ગીય બની ગઈ; અમારું તોફાની યૌવન સરોવરજળ જેવું સ્થિર અને શાંત બની ગયું. અમે કલાકાર અને કર્તાની ભાવના સાથે એકતાન બન્યા.

કુલે ચોત્રીસ ગુફાઓ—કલામંદિરો છે. અખંડ અને બીજના ચંદ્રાકારે વિસ્તરી રહેલા પહાડમાંથી સઘળા કોતરવામાં આવ્યા છે; અને હિંદુ ધર્મના પ્રસિદ્ધ સંપ્રદાયોએ તેમનાં

**એલોરાનાં કળામંદિરોની યાત્રા.**

લે: રા. હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી

નિર્માણમાં પોતપોતાનો અદના ફાળો આપ્યો છે. બૌદ્ધ, શૈવ, અને જૈનોએ આ અદ્ભુત સ્થળને અપનાવ્યું છે.

એક નંબરથી તેર ચૌદ નંબર સુધીની ગુફાઓ બૌદ્ધ ગુફાઓ હોય એમ અમને લાગ્યું. ચૌદથી ત્રીસ નંબર સુધી શૈવ ગુફાઓ છે અને એકત્રીસથી ચોત્રીસ સુધીની જૈન ગુફાઓ છે; અને તેમાંની મૂર્તિઓ જોતાં દિગમ્બર સંપ્રદાયની લાગે છે.

બૌદ્ધ ગુફાઓ જોતાં એમ જણાય છે કે બૌદ્ધ ભિક્ષુઓ સારૂ વિહાર અને મંદિર બન્ને ઉપયોગમાં આવી શકે એવી રીતે તે કોતરી કાઢવામાં આવેલી છે. વિશાળ વ્યાખ્યાન મંડપો, બાજુમાં ભિક્ષુઓને રહેવાના ખંડો અને સાથે મંદિર, બધુંજ ત્યાં દેખાશે. મૂર્તિનું શિલ્પકામ નયનમનોહર અને સુઘટિત છે; ભગ્નાવસ્થામાંએ કલાકારની ચતુરાઈ છુપી નથી રહી શકતી. શિલ્પીએ પોતાની કળા અંગે અંગની રચનામાં ખીચોખીચ ભરી દીધી છે. ભવ્ય અને ભાવનાભરી એ દરેક મૂર્તિ પર કરાળ કાળ તથા ધર્માંધ યવનોના પ્રહારની નાશજનક અસર સ્પષ્ટ દેખાય છે. છતાં યે મૂર્તિઓની ભવ્યતા, વદન પર પ્રસરી રહેલી સૌમ્ય ભાવના હજીયે ઘનઘોર વાદળાંઓમાંથી ડોકીયાં કરતા ચંદ્રની પેઠે કલાકારની અપૂર્વતાનો ખ્યાલ આપ્યા વિના રહી શકતી નથી.

શૈવ ગુફાઓ મંદિર રૂપેજ રચવામાં આવી છે. અમે જે વખતે એ પ્રસિદ્ધ કૈલાસમંદિર જોયું ત્યારે એના ઇતિહાસની અમને ખબર નહોતી. પરંતુ એનો ટુંક ઇતિહાસ આ પ્રમાણે છે.

આ કૈલાસમંદિર ઇજીપ્ત, ગ્રીસ કે રોમના મંદિરો જેટલું પ્રાચીન નથી, છતાંયે અગીયાર અગીયાર સૈકાઓના તડકા છાંયડા એણે જોયા છે. ઈ. સ. ૭૫૦ માં રાષ્ટ્રકૂટના કૃષ્ણ રાજાએ દક્ષિણમાં ચાલુક્ય વંશની જડ કાઢી નાંખી અને પોતે સત્તા પર આવ્યો, તે વિજયને અમર કરવા તેણે અપ્રતિમ મંદિર રચાવવાનો નિશ્ચય કર્યો.

હિમાદ્રિના બરફથી આચ્છાદિત શિખરો પર મહાદેવનું વસતિસ્થાન કૈલાસ એ હિંદુઓની કલ્પનાની ટોચ છે. એની ભવ્યતા, એનો વૈભવ, એની અપૂર્વતા વગેરે અકલ્પનીય, અવર્ણનીય તેઓ ગણે છે. એ શિવધામની આબેહુબ પ્રતિકૃતિ જગત પર ઉતારવા આ મહત્વાકાંક્ષી રાજાએ નિશ્ચય કર્યો. તેણે અર્ધચંદ્રાકાર—શિવની જટા પર વિસ્તરી રહેલી ચંદ્રિકા સમા ખડકના મધ્યમાં તે સારૂ સ્થાન પસંદ કર્યું. ટેકરીને મથાળે હરિયાળી ઝાડી અને ઝરણાના ખળખળ વહેતા પ્રવાહ વિસ્તરી રહેલા છે. બાજુમાં ફરતી ખીણ એકસરખી પથરાઈ રહેલી છે.

એ સ્થાન પ્રથમ બૌદ્ધોએ આત્માના ચિંતન અને મનન સારૂ પસંદ કર્યું. સમય જતાં બૌદ્ધોની પડતી શરૂ થઈ એટલે તેઓને આ સ્થાન તજવું પડ્યું અને બ્રાહ્મણોએ તે સ્થળે પોતાની કીર્તિના પાયા ખોદવા માંડ્યા.

મહત્વાકાંક્ષા અને અમર કીર્તિની આશાએ માનવીઓએ જગતને અદ્ભુત કળા અને કૃતિઓ વડે શણગાર્યું છે અને શણગારશે. પણ આ ભવ્ય મંદિરો જોતાં એમ થાય છે કે આના ઉત્પાદકની મહેચ્છા અનંત હશે, કારણ કે પથ્થરે પથ્થરે તેણે કળા કોતરાવી પોતાની કીર્તિના લેખો અમર બનાવવા પ્રયત્ન કર્યો છે.

એ કૃષ્ણ રાજાનું કીર્તિમંદિર, કલાકારનું કલામંદિર અને શિવભક્તનું કૈલાસ એ એલોરાની સોળમા નંબરની ગુફા. જાણે સ્વર્ગમાંથી વિમાન ઉતરી આવ્યું ન હોય! વચમાંનું એ મંદિર—એ દિવ્ય વિમાન હાથીઓની પીઠ પર રચ્યું ન હોય શું! ચોપાસ તેટલીજ વિશાળ ભમતી—દરેક દેવદેવીઓથી વાસિત—ઠેર ઠેર કલા અને કારીગરી, અખંડ શ્રમ અને ઉન્નત ધર્મભાવનાથી સ્વર્ગને મૂર્તિમંત કરતી હોય તેવું એ જણાય છે. કેટલા કારીગરોએ પોતાની શક્તિ ત્યાં ખરચી હશે તેની આપણી પાસે નોંધ નથી કે આ મૂર્તિમંત સ્વર્ગને ભૂલોક પર ઉતારતાં કેટલાં વર્ષોના વહેણ વીત્યાં હશે તેની આપણે ખબર નથી.

થોડે દૂર બાજુમાં કૈલાસના બાળક સરખું લંકેશ્વરનું મંદિર એ બે સદીઓ પછીના કારીગરોના પ્રયત્નોનું ફળ છે, અને હજાર હજાર વર્ષોના ધગધગતા તાપ અને ધોધમાર વરસાદના મારા પછીએ એ બધું માનવ કલ્પનાને અલૌકિક પ્રદેશમાં ઘસડી જાય એવું અવર્ણનીય રહ્યું છે. એ કલામંદિરોને જેટલું કુદરતથી નથી સોસવું પડ્યું તેટલું ધર્માંધોથી સહન કરવું પડ્યું છે. એકાંતમાંયે પોતાની ભવ્યતા મૂર્તિમંત કરવું એ કૈલાસ કૃષ્ણરાજની કીર્તિને અમર કરી રહ્યું છે.

ત્યાર બાદ અમે આનંદમાં વિહરતા આગળ વધ્યા અને ઇન્દ્રસભા મંદિરમાં આવ્યા. જો કૈલાસ આ ગુફા કે મંદિરોની શ્રેણીમાં ન હોત તો ઇન્દ્રસભા એ બધાનું શિરોમણિ જરૂરજ બને એવું કલાપૂર્ણ છે. એ જૈન ગુફા છે, અને એ છેલ્લી ચારે ગુફાઓમાં પણ અખૂટ અને અપૂર્વ કારીગરી ભરેલી છે.

જેને બનતાં બનાવતાં વર્ષો લાગ્યાં તે અમે ચાર કલાકમાં જોયું. અને તેનું હું વર્ણન કરવા બેઠો છું. કેટલી ધૃષ્ટતા! કેટલો મિથ્યા ગર્વ! અમે એક સહસ્રાંશ પણ નથી જોયું. છતાં જેમ સાગરતીરે ઉભેલો માનવી સાગર જોયાનું પુણ્ય માને, દાવો કરે તેટલાજ પુણ્યના અમે ભાગી, તેટલોજ દાવો અમારો છે.

અમારા આનંદમંડળની હયાતી અમે સફળ થયેલી માની અમે ત્યાંથી છૂટા પડ્યાં. ભારે મને, ખિન્ન હૃદયે. અવનવી કલ્પનાઓ, ભૂતકાળની જાહોજલાલીનાં સ્વપ્નાંઓ, અને વસાયલી કરી ત્યારની ગુફાઓનાં ચિત્રો સીનેમા ફીલ્મની પેઠે પળમાં સરવા લાગ્યાં.

જીવનમાં જીવ્યા કરતાં જોયું ભલું એ ઉક્તિનું સત્ય સમજી અમે પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. પાછા ફરતાં અમે ઔરંગઝેબની કબર જોઈ અને દોલતાબાદ આવ્યા.

સાંજ પડવા આવી હતી, છતાં જોવાની હોંશ અસ્તાચળ તરફ નહોતી વળી. ચોપાસ ખુલ્લા મેદાન વચ્ચે એ આવેલો અજેય દુર્ગ જોવા અમે ઉતર્યા. કહેવાય છે કે કિલ્લો બે હજાર વર્ષથીયે પુરાણો છે. કિલ્લાની કુદરતી રચના પણ અદ્ભુત અને અજેય છે. વિકટ અને ચારે બાજુથી કુદરતી steep ટેકરી. પર માનવચાતુર્યે પોતાના રક્ષણ સાર પોતાની શક્તિ ખરચી નાંખી છે. છેલ્લો એ રામદેવના તાબામાં હતો. ગુજરાતના છેલ્લા નરપતિ કરણ વાઘેલાની પુત્રી દેવળદેવીનું એ સાસરૂં.—ગુજરાતની સાથે—તેની પડતી સાથે એનો એ સંબંધ. મુસલમાનોના હાથમાં ગયો તે પહેલાં તેનું નામ દેવગિરિ હતું અને સ્થળ પણ દેવોને પ્રિય ગિરિવર જેવુંજ છે.

**એલોરાનાં કલામંદિરોની યાત્રા.**

લે: રા. હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી.

અમે ત્રણ કોટ વટાવી અંદરના ભાગમાં આવ્યા. ત્યાંથી ઠેઠ ઉપર સુધી પહોંચતાં વચમાં આવતો અંધારો માર્ગ, અટપટા રસ્તા, ખરેખર આશ્ચર્યજનક અને પ્રાચીન યુદ્ધ-કૌશલ્યની જીવતી સાક્ષી પૂરતાં હતાં. કેટલીયે વાર અમારા મુખમાંથી નીકળી પડતું કે આવા અજેય કિલ્લાએ કેવી રીતે જીતાયા હશે? પણ ભારતની ભાગ્યદશા પલટાવનાર કુસંપ અને દ્રોહની આ તો સાક્ષીઓ છે.

જોઇને પાછા વળતાં અમે આમ તો થાકીને લોથપોથ થઈ ગયા હતા પરંતુ અમારા મનને તો એવો પૌષ્ટિક ખોરાક મળ્યો હતો કે એ તંદુરસ્ત અને તાજું હતું.

મુકામ પર આવ્યા બાદ અમે અમારો ભાવિ કાર્યક્રમ નક્કી કરવા માંડ્યો; પરંતુ મારો ઉદ્દેશ જાહેરમાં આટલુંજ મૂકવાનો હોવાથી એનું અહિંઆ વર્ણન કરતો નથી. પણ એ આશા રાખું છું કે આ વાંચ્યા બાદ વાંચકના મનમાં એ કલા-મંદિરોની યાત્રાની પ્રેરણા થશે અને કોઈ વખતે વાંચક ત્યાં જવા લલચાશે તો મારો શ્રમ સફળ થયેલો માનીશ.



## આપણા પદ્યસાહિત્યનાં થોડાં એક શબ્દચિત્રો

...લે: રા. સા. ઇશ્વરલાલ પ્રાણલાલ

કવિ, શિલ્પી કે ચિત્રકારમાં જન્મસિદ્ધ પ્રતિભાશક્તિ હોવીજ જોઇએ. સર્જનશક્તિ—નવું નવું ઉત્પન્ન કરવાની શક્તિ—એ ત્રણેની સામાન્ય અને વિશિષ્ટ શક્તિ છે. એ સર્જનશક્તિ દ્વારાજ કવિ પોતાની સૃષ્ટિનો બ્રહ્મા, ભવિષ્યનો દ્રષ્ટા, અને વર્તમાનનો પયગંબર બની શકે છે, અને ભૂતકાળના કાળા સમુદ્રનું મન્થન કરી અવનવાં રત્નો શોધી કહાડે છે. એજ સર્જનશક્તિથી શિલ્પી, આત્માની સભરતાને નીચોવી સારા જગતને પોતાના ટાંકણાની ટોચે મુગ્ધ કરે છે. અને ચિત્રકાર પણ એજ સર્જનશક્તિના પ્રતાપે પોતાના આત્માના ઉંડાણમાંથી ત્રિગુણાત્મક પ્રકૃતિના ખેલને પણ ભૂલાવે એવાં રંગમિશ્રણો ઉપજાવે છે, અને પોતાની જાદૂઈ પીંછીના એકજ લસરકે બ્રહ્માંડને પણ અજવાળી દે એવાં તેજ પાથરી દે છે.

આવી ઉત્કૃષ્ટ સર્જનશક્તિ મળવી એ એક ઇશ્વરી બક્ષીસજ છે. વિરલ મનુષ્યોનેજ આવી પ્રતિભા જન્મથી વરેલી હોય છે; અને એની દુર્લભતામાંજ એની ખરી કીંમત રહેલી હોય છે. જગત જાણે છે કે પગની ઠોકરે આવે એવી વસ્તુઓની કિંમત હોતીજ નથી. આખા જગતમાં ઘૂમવા છતાં પણ પ્રતિભાશક્તિ એકાએક જડી નથી આવતી, કારણ એ બહુ વિરલ છે.

આખું જગત સદા ક્રિયાત્મક છે. જડ કે ચેતન—કોઈ પણ પદાર્થો ક્રિયારહિત રહી શકતા નથી. કોઈ ને કોઈ જાતની ક્રિયા અદ્રશ્યપણે પણ પદાર્થ માત્રમાં ચાલી રહેલી હોય છે. અને એમજ છે તો ક્રિયા હોય ત્યાં એનાં કાર્યો પણ હોય છે. જે ક્રિયા અથવા કાર્યો ઝાઝી આંખોને ખેંચી શકે છે તેમાં જગતને અવનવું એવું કાંઇક હોય છે. પણ આમ ઝાઝી આંખોને જાદુ લગાડવાનું સદ્ભાગ્ય દરેક ક્રિયા કે કાર્યમાં હોતું નથી. એ જાદૂઈ—આંખ આંજવાની–શક્તિ કોઈકજ ક્રિયા કે તેના કાર્યમાં હોય છે. આવી જાદૂઈ ક્રિયા જ્યાં બની રહી હોય છે ત્યાંજ પ્રતિભાના ચમકારા ઝળકી રહેલા હોય છે. પ્રતિભાનાં એવાંજ તેજસ્વી કાર્યોને જગત એકી ટશે નિહાળી રહે છે, અને મૂક કે અમૂકભાવે પણ એમની પ્રશંસા થયા સિવાય રહેતી નથી.

આવા પ્રતિભાસંપન્ન કવિ, ચિત્રકાર, કે શિલ્પીનાં કાર્યોની આંકણી આ લેખમાં બની શકેજ નહિ. અને એવો ઉદ્દેશ પણ આ લેખનો નથી. આ નાના લેખમાં તો પ્રતિભાસંપન્ન કવિઓના, અને તેમાંએ આધુનિક થોડા કવિઓના કાર્યવિભાગની બહુજ ટૂંકી અને આછી પ્રશંસાત્મક રેખાજ દોરવાનો પ્રયત્ન છે.

કવિઓની સૃષ્ટિ તો ન્યારીજ છે. કવિઓ જે જોઈ શકે છે અને આપણને ઘણી વાર જોવાનું કહે છે, એ કોઈ વાર એટલું બધું નિરાકાર કે અનિર્વાચ્ય હોય છે કે એવી વખતે આપણી સાધારણ બુદ્ધિ ઠોકર ખાય છે. અને કળ ચઢેલા માણસની આંખે રાતાંપીળાં અંધારાંજ દેખાય, તેમ એવી વખતે કવિના અગમ્ય ભાવો આપણી બુદ્ધિ સામે રાતાંપીળાં અંધારાંજ ખડાં કરે છે. કવિ જેમ સ્રષ્ટા છે તેમ દ્રષ્ટા પણ છે. કોઈ વાર એ દેખી શકે તે આપણે ન પણ દેખી શકીએ. પણ સાધારણ બુદ્ધિને અગમ્ય એવાં દ્રશ્યો કવિ હંમેશાં

આપણાં પદ્ય સાહિત્ય-નાં કેટલાંક શબ્દ ચિત્રો

લેઃ રા. ઈશ્વરલાલ પ્રાણલાલ ખાન સાહેબ.

ચિતરતો નથી. નિગમમાં જેમ બ્રહ્મનું દશ્ય ખડું કરતાં, "નેતિ નેતિ" કરી ઋષિઓ પતવી દે છે અને પછી તરત સાધારણ બુદ્ધિને સમજાય તેવું એજ નિરાકાર બ્રહ્મનું સાકાર વર્ણન કરે છે અને સમાજની સામાન્ય બુદ્ધિને સંતોષી શકે એવાં, પ્રભુનાં સાકાર દશ્યોની પણ હારમાળા યોજી શકે છે તેમ આપણા દિવ્ય કવિવરો પણ પ્રતિભાની ઉન્નત પાંખે ઉડતા હોય છે ત્યારે આપણી સામાન્ય બુદ્ધિ એમના ભાવો અને એમનાં દશ્યોને વિસ્મયપૂર્વક નીરખી રહે છે અને ન સમજાય તોપણ સમજ્યાનો ભાવ ધરી પતવે છે. પણ આવી કફોડી અને દયાજનક સ્થિતિમાં દરેક વખતે એ કવિવરો આપણી બુદ્ધિને મૂકતા નથી. બહુ ઉંચે ઉડયાં પછી એજ કવિવરો નીચે આવીને, આપણી સામાન્ય બુદ્ધિમાં ઠરી શકે અને જેમાં આપણી સામાન્ય બુદ્ધિ રાચી શકે એવા ભાવો અને દશ્યો આપણા આનંદ માટે ઉપજાવે છે.

આવાં કેટલાંક ભાવવાહી દશ્યો—શબ્દચિત્રો—કવિઓની સૃષ્ટિમાંથી લઈ તેમનું સૌન્દર્ય-મય રહસ્ય દર્શાવવું એ આ લઘુ લેખનો હેતુ છે.

નરસિંહ, મીરાં, અખો અને ભોજો પોતાની અવનવી સૃષ્ટિ રચતાં; એમનાં ચિત્રોમાં કળા કોઈ જૂદી છે. એ બધાં નિરાકાર—નેતિ નેતિ સ્વરૂપનાં છે. સામળ પ્રેમાનંદની સૃષ્ટિમાં તો ચિત્રોનો ગંજ છે. એમનાં ઘણાં ચિત્રો રંગથી ભરચક હોઈ, આંખને ચકવે છે. નર્મદ અને દલપતના ચિત્રસંગ્રહમાં એકનાં ચિત્રો ઉતાવળે આલેખેલાં પણ તેજ મારતાં, અને બીજાનાં બહુ ભારે હાથે ચિતરાયલાં પણ સાદાં છે. આ ચિત્રો બાજુ ઉપર રહેવા દઈ, અર્વાચીન કવિઓનાં ચિત્રો સ્મરણપોથીમાં છે તેમાંના કેટલાક નમુના જોઈએ.

જગતની પોતાની તરફની ક્રૂરતાથી ભાન ભૂલી અનાથ બનેલી વિધવા, પતિના સ્મરણ-ચિહ્ન જેવી પોતાની એકની એક બાળકીને ખોળામાં લઈ નદીના નિર્મળ જળને કાંઠે, બેઠી બેઠી આંસુ સારી રહી છે. એવડા દુઃખથી ઘેલી બનેલી વિધવાને પોતાના શરીરનું ભાન નથી, એનું ચિત્ત અસ્વસ્થ છે. આ ભાવ કવિ એકજ લીટીમાં ચિતરે છે.

"છૂટા કેશ અનિલમાં રમે ને આંખડી શી ચોગમ ભમે"

કવિની પીંછી એકજ લસરકામાં કેટલું અજબ કામ કરે છે! ક્રૂર જગત અને વૈધવ્યના દુઃખથી એ બિચારી ઘેરાઈ ગઈ છે માટે આંખડી ચોગમ ભમે છે; કેશ સમારવાની હવે પરવા રહી નથી માટે કેશ છૂટા છે. આ ચિત્રની પશ્ચાદ્ભૂમિ પણ જોવા જેવી છે. પૂર્ણિમા-નો ચંદ્ર સોળે કળાએ ખીલ્યો છે; નદીનાં કાળાં જળાંનાં પાણી પણ સફેદ બની રહ્યાં છે. "ખેતર-સઘળાં હાસ કરન્ત" કહી કવિ ખેતરને પણ હસાવે છે. કોઈ પણ ચિતારામાં આ શક્તિ નથી. કૌમુદીની ધવલતાને લીધે ખેતર જાણે હસતાં દેખાય છે. હાસ્ય દૂધ જેવું ઉજળું-જ હોય. ખેતરો દૂધ જેવા પ્રકાશમાં નાહી રહ્યાં છે માટે કવિ એને હસતાં ચીતરે છે. પણ ખેતરો હસે છે ત્યારે વળી દૂર દૂર ઉભેલાં ભૂતનાં જેવાં ઝાડ એ હાસ્ય ઉપર ઘુરકી રહ્યાં છે. સૌમ્ય અને રૌદ્ર પ્રકૃતિનું કેવું અદ્ભુત સંમિશ્રણ! ચિત્રમાં પ્રકાશ અને છાયા બન્ને હોવાં જોઈએ. પશ્ચાદ્ભૂમિમાં, જો કવિએ એકલો ધવલ પ્રકાશજ ગોઠવ્યો હોત તો ચિત્રનો ઉઠાવજ બરાબર ન થાત. વળી, કવિ આગળ કહે છે કે પવન જોરથી ફુંકાઈ રહ્યો છે તે જાણે ભૂત જેવાં વૃક્ષોની હસ્તી, કુદરતની ધવલ મધુરતામાં વિક્ષેપ કરી રહી છે એ માટે હોય

એમ લાગે છે. કારણ કે એ ચંડ પવન શું વડ જૂથનું જુદ્ધ કરી રહ્યું છે. એ ઘોર યુદ્ધના પરિણામે—યુદ્ધના અવાજ માત્રથી, સ્ત્રીઓને સહજ એવા ભયથી નિર્મળ રસાળી સરિતા કંપી ઉઠે છે.

આમ, એ યુદ્ધના ઘમસાણથી વાતાવરણ ઘડીભર અશાન્ત અને ભયભીત બની જાય છે. છતાં એની સુંદરતા ઉતરે એમ નથી. "તોપણ એ સ્થળ રમ્યજ દિસે, રમવા જેવું સુર યુવતિને". હવે કવિ આપણને ચિત્રપટ ઉપર ચાલતું ચિત્ર બતાવે છે, જે કાર્ય એક ચિતારો કરી શકતો નથી. "પણ જો પેલાં વડઝુંડથી ચંદા જેવી ઘનવૃન્દથી, નીકળી આવે દૈવી દેહ."................કાળા વડના જથામાંથી કોઈ દૈવી દેહ—દિવ્ય કાન્તિવાળું માનવી આવે છે; અંધારામાંથી ઉજ્જળા પ્રકાશમાં આવે છે. જાણે દુઃખના તાપમાંથી મુક્ત થઈ સુખની શીતળ છાયામાં આવતું હોય. વાદળામાંથી ઝબકી બહાર આવનાર ચન્દ્રના ઝબકારા જેવો એ માનવીનો પ્રકાશ છે. દૈવી દેહના મુખને કાન્તિ ચન્દ્રનીજ હોવી જોઈએ. એ દૈવી માનવી ધીરે ધીરે ચાલે છે તે એક તો તે સ્ત્રી છે તે માટે અને બીજું એ બિચારીના પગ દુઃખના માર્યા ભાંગી ગયા છે. "હશે હશે એ માનવ ખરે, જો નેનથી આંસુડાં ઢળે" એમ કહી કવિ એ માનવી જેવું દેખાતું તે માનવીજ છે, અને તે દુઃખી છે એમ આપણને પ્રતીતિ કરાવે છે. વિધવાથી જગતમાં રહીને પણ હૈયું હલકું નથી કરી શકાતું. કારણ એના રડવાને કોઈ સહૃદય સમજનાર હોતું નથી. જગતની દૃષ્ટિજ એના પ્રત્યે બદલાઈ જાય છે. માટેજ એ વિધવા કાળા વિકરાળ જગતમાંથી નીસરી આવી, ચન્દ્રની કોમળ ધવલતામાં નાહી રહેલાં પાણીને કાંઠે બેસી, પોતાનું દુઃખ, શીતળ સહાનુભૂતિ આપનાર એ નદીને, પોતાનાં આંસુથી બતાવી રહી છે. અને નદી પણ વિધવાનાં દુઃખી આંસુને ગળી જઈ મીઠા કલરવથી આશ્વાસન આપી રહી હોય એમ લાગે છે.

આખું ચિત્ર ઘણું સુન્દર છે. એક ચિત્રમાં ઘણા ઘણા ભાવો કવિએ વ્યક્ત કર્યા છે. ચિત્રનો ઉઠાવ, તેનું આર્જવ, પશ્ચાદ્‌ભૂમિનાં અંધારાં અજવાળાંનું અદ્‌ભુત સંમિશ્રણ, ચિત્રની તાદૃશતા, સુંદર ભાવમિશ્રણ—આ બધું પ્રત્યક્ષ રંગ અને પીંછીથી કામ કરતા ચિતારાથી ન ઉપજે એમાં આશ્ચર્ય નથી.

શ્રી. નરસિંહરાવ આવાં લલિત અને મનહર ચિત્રો દોરવામાં બહુ કુશળ છે. એમનાજ એકાદ બે વધુ નમૂના જોઈએ. તેમાં એ અપ્રતિમ કૌશલ્યથી દોરેલા એકાદ સુંદર સુરેખ ભાવનેજ નજર આગળ રાખીશું. ચિત્ર ઉત્તરા અને અભિમન્યુના યુગલનું છે. ઉત્તરા સ્વપ્નથી ગભરાઈ ગએલી છે. આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ટપકી રહ્યાં છે તે વખતે અભિમન્યુ કહે છે.

"ખીલી ગુલાબકળી આકળબિન્દુ ધારે, એવા કપોલ પર આંસુ ધીરે સમારે"

ઉત્તરાની ખીલતી યુવાનીનું વિસ્તૃત વર્ણન કરવાને બદલે કવિ આ શબ્દચિત્રથી યુવાવસ્થા સચોટ રીતે અને ટુંકામાં સૂચવી દે છે, એટલી લીટીમાંજ કહેવાતું બધુંજ કહી દે છે, અને વાચકને કંટાળો આપ્યા સિવાય તેને તૃપ્ત કરી દે છે એજ તેની ખરી ખૂબી છે. આંખમાં ઝળઝળીઆં નથી પણ સાચાં મોતી જેવાં આંસુ એમાંથી ટપકે છે. અભિમન્યુનું

આપણા પદ્ય સાહિત્ય-નાં થોડાંએક શબ્દ ચિત્રો

...... ......

લે: રા. સા. ઇશ્વરલાલ પ્રાણલાલ ખાન સાહેબ.

રસિકત્વ અને સૌહાર્દ પણ કેવું છે! "આંસુ ધીરે સમારે" એમાં "ધીરે" એ એકજ શબ્દમાં પતિના વ્હાલનો દરીઓ કવિએ ઉલેચી નાંખ્યો છે! એજ ચિત્રમાં જરા આગળ "ઉભેડી ભૂમિથી નેનો રોપીઆં પતિનેનમાં" એવી પંક્તિ જોવામાં આવે છે. ઉત્તરા તો હજી તાજીજ પતિગૃહે આવેલી છે. હજી એ મુગ્ધા છે. એની શરમ તૂટી નથી. મુગ્ધાવસ્થા બતાવવા કવિને માટે એકજ લીટી બસ છે. ઉત્તરાનાં નયનો ભૂમિમાં જડાઈ ગયા હતાં!! ત્યાંથી ઉખેડી પતિના નયનમાં રોપ્યાં. મુગ્ધાની ભૂમિ તરફ નીચી ઢળેલી આંખો હૃદયના પ્રબળ પ્રયત્ન સિવાય ઉંચી થઈ શકતી નથી. મુગ્ધાવસ્થાની સંપૂર્ણતા આટલામાં આવી ગઈ. છેવટે મહા મહા પ્રયત્ને આંખો ઉંચી કરી પતિ તરફ જોઈ શકે છે પણ તે પછીએ, બોલી શકતી નથી. ડોક તો નીચીજ છે. આખરે—"કરી કંઠ ઉંચો કાંઈ અબોલા ક્ષણ એ રહી." કંઠ મહા મહેનતે શરમ તોડી ઉંચો તો કર્યો છતાં શબ્દો મુખમાંથી બહાર આવી શકતા નથી. મુગ્ધાવસ્થાનું આવું સુન્દર ચિત્ર માત્ર ચિતારાની પીંછીમાંથી નીકળવું શક્ય નથી.

હવે આપણે કવિશ્રી નાનાલાલનાં એકાદ બે ચિત્રો જોઈએ. કવિશ્રી ન્હાનાલાલની ચિત્ર-શક્તિ પણ અજબ છે. ઇન્દુકુમાર અંક ૧ માં યશના સ્નેહમંદિરે વસંતપૌર્ણિમાનો ઉત્સવ મંડાયો છે. યશદેવીની લગ્નતિથિનો મંગલ દિવસ છે. યશની વ્હાલસોઈ સખીઓ હાજર છે. કાન્તિ નામની બટકબોલી પણ સમજણી કન્યા સાથે યશ સ્નેહથી ઉભરાતા હૃદયે વાત કરી રહી છે.

યશ—"કાન્તિબ્હેન, કાન્તિબ્હેન, હૃદય ફાટું ફાટું થઈ રહ્યું છે."

કાંતિ—"પણ યશ, પાલવ નીચો ઢાળ. ચોળીમાંથી હૈયાના હીરા નાથના નાનાં નયણાં જેવા, તારી કીકીઓના ચાળા પાડે છે." એ નાનાં વાક્યોમાં કવિશ્રીએ યશદેવીની યૌવન નીતરતી દેહલતાનું કેવું સૌષ્ઠવભર્યુંને રસાળ ચિત્ર દોર્યું છે! યશદેવીની ગર્ભાવસ્થાનું પણ કેવી ખૂબીથી આલેખન કર્યું છે! અને કેટલા નિર્મળ અને મર્યાદિત શૃંગારથી એ ચિત્ર આંખ સામે ખડું થાય છે! શિલ્પી કે ચિત્રકારને યશદેવીનું આ ચિત્ર ઘડી કે દોરી બતાવવું કઠણ થઈ પડે એમ છે. નિર્દોષ શૃંગારનું ભવ્ય ચિત્ર આલેખવું એમાં કળાની અવધિ આવી જાય છે. યુરોપીય ચિત્રકારોએ મેડોનાની અનેક ભવ્ય, આકર્ષક અને નિર્મળ પ્રતિમાઓ દોરેલી છે. એવી નિર્મળ પ્રતિમાઓમાં જે શૃંગાર શોભી શકે એવોજ શૃંગાર અહીં યશની યૌવનભર કાયામાં કવિશ્રીએ પૂર્યો છે.

બીજું ચિત્ર જુઓ. સંસારના તાપમાં તવાઈ તવાઈ, શુદ્ધ બનતી જયા આખરે દેહનું પાવિત્ર્ય અખંડિત રાખવા ગંગાજીના પવિત્ર જળનો આશ્રય લે છે. કાશી તીર્થગોરની તરાપ ડોગટ જાય છે. જયા પાણીમાં તણાતી આખરે બચે છે. કોઈ આશ્રમના બ્રહ્મચારીઓ જયાને જળ નીતરતી ઉંચકી લઈ બચાવે છે. પછીથી યોગગુફામાં જયાને સિંહચર્મ ઉપર સુવાડે છે. ઘડી પછી જયાનાં નેત્રો ખુલે છે. પણ ભાન નથી આવ્યું. પાસેજ આશ્રમનો અધિષ્ઠાતા જયંત ઉભો છે. જયંત જયાને ઓળખી લે છે, પૂર્વાશ્રમનો સ્નેહ યાદ આવે છે. ઘડીભર આશ્રમનો ઉત્કટ વિરાગ અદૃશ્ય બને છે. જયંત—જગત જીતનારો જયંત—જયાના રાગમાં ખેંચાય છે. હૃદય અસ્વસ્થ બને છે. જયાને નીરખી જયંત કહે છે:—"યોગી

છે: યોગાસને પૃથ્વીની પરમ પવિત્રતા શી ઝળકી રહી છે નયનોમાં રમતી એ વીજળી!" જયાનું કેટલું નિર્મળ ચિત્ર દોર્યું છે! જયાના પવિત્ર આત્માનું તેજ એની બેભાનીમાં પણ દેહ ઉપર છવાઇ રહ્યું છે. ખુલ્લા પણ અચેત નયનોમાંથી પણ એજ પાવિત્ર્યનાં તેજ વહી રહ્યાં છે.

પણ આ વખતે જયન્તની પ્રતિમા કવિએ કેવી આલેખેલી છે! જયન્તના આત્મા વિકારો સાથે યુદ્ધ ખેલી રહ્યો છે. "થંભો એ દેવનેય દૂભતા કામદેવ! આ જોઇધો જુદો છે." આ વિકારો સાથેના યુદ્ધ વખતની જયન્તની મનોદશાનું ચિત્ર આપણા કવિશ્રી જ આલેખી શકે. પણ આખરે જયન્તનો જય થાય છે અને નિર્ભય જયન્ત કહે છેઃ—"સીધાવો, સીધાવો, રતિનાથ! આ ગુફા તો યોગીઓનીજ છે." કવિશ્રીનું આ મસ્ત ચિત્ર વર્ણવી શકાય એવું નથી. ચિત્ર આપણને આશ્ચર્યમગ્ન કરે છે અને જયન્તનાં પિતૃલોકે વસતાં માબાપની પુષ્પ વૃષ્ટિ પેઠે, આપણે નિઃશબ્દ આશ્ચર્ય વૃષ્ટિજ વરસાવી શકીએ છીએ. કવિશ્રીનાં આવાં અદ્‌ભૂત ચિત્રો ઘણાં છે. સુરતની રમણીનું એક ચિત્ર કવિએ એજ સીટીમાં દોર્યું છે. "હરિણી શી ચંચળ વાન નાજુક ને નમણી, ફુલની કળી સમ સુકુમાર સુરતની રમણી" ઉડીને આંખે વળગે એવું આ ચિત્ર છે.

હવે આપણે કાન્તનું પણ એકાદ ચિત્ર જોઇએ. કૌમાર્યની હદને વટાવીને ખીલતી યુવાવસ્થામાં ડગ ભરતી છતાં એ અવસ્થાની અજાણ એવી દેવયાની નિર્દોષ બાળભાવે પૌર્ણિમાના ચંદ્રનો આહ્‌લાદ લૂંટવા મથી રહી છે. પણ એને એકલીને એ આનંદ લૂંટવો ન રૂચ્યો. એટલે પોતાના પિતાને ત્યાં વિદ્યાને અર્થે આવીને વસેલા, અને પ્રિય થઇ પડેલ શિષ્ય કચને એ આનંદમાં ભેળવવા ઇચ્છે છે.

"દિવ્ય પ્રભા નિરખી ઉત્સુક જે થયેલી,<br>
દેખાડવા સુહૃદને પ્રણયાર્દ્ર ઘેલી,<br>
તે આ સ્વભાવસરલા કરી દોડ નાની,<br>
બોલાવતી પ્રસતી બાળક દેવયાની."

ઉત્કટ મિત્ર ભાવે પોતાના મિત્ર કચને ચંદ્રિકાનો રસ લૂંટવા સરળ સ્વભાવવાળી દેવયાની દોડતી બોલાવવા જાય છે. અને પ્રણયાર્દ્ર દેવયાનીની નિર્દોષ દોડ પણ કેવી છે!—

"તરે જે શોભાથી વનવન વિષે બાલ હરિણી....કરે એવું જ્યોત્સ્ના ભ્રમણ"

એવી હર્ષઘેલી દોડતી નિર્દોષ બાળાને જોઇ કવિ આગળ ચિતરે છે કે ચંદ્ર પણ એ છબી જોવા સ્થંભી ગયો. અને વળી,—

"તરૂઓ અભિનંદે આ અંગો લલિતને નમી,<br>
સમગ્ર નભ વર્ષે છે આહા! ઉપરથી અમી."

કવિએ દોડતી નાચતી દેવયાનીની આસપાસ કેવું સૃષ્ટિ સૌન્દર્ય રચી દીધું છે! અને પવન પણ

"ક્રીડન્તો જ્યાં તરલ અલકશ્રેણી સાથે રહે છે."

અને વળી આગળ બીજા રંગો પૂરતાં કેવું ભાવવાહી ચિત્ર બની જાય છે? વસુધા

આપણાં પદ્ય સાહિત્ય-નાં પૌરાણિક શબ્દ ચિત્રો
...............
લે: રા. ઈશ્વરલાલ પ્રાણલાલ ભાટ સાહેબ.

પણ દેવયાનીના હર્ષના ફુદકારાથી પ્રમોદ પામી રહે છે.

"જેવી તરંગ શિખરે જળદેવી નાચે,
વૃક્ષ સ્થલે શિશુ સમી ગણી સિંધુ રાચે,
અજ્ઞાત તેવું રમણીય નિહાળી લાસ્ય,
પામે પ્રમોદ વસુધા ઉભરાય હાસ્ય."

પણ આવી નાચતી, રાચતી, અને જગ રચાવતી દેવયાની કચ પાસે જાય છે.

"ગાલે નેત્રે સકલવદને દીપ્તિ સર્વત્ર ભાસે,
જ્યોત્સ્નાને એ વિશદ કરતો સ્વચ્છ આત્મીય હાસે."

કવિએ સૌન્દર્યપૂર્વક રંગો એવા પૂર્યા કે કૌમુદી પણ કચના હાસ્યથી વધારે વિશદ બને છે. પછી તો દેવયાની કચ પાસે આવીને ઉભી છે. કચને ચન્દ્રનો પ્રકાશ જોવા કહે છે. કચનું મન વ્યગ્ર છે. એટલે કચનો હાથ પકડી દેવયાની કહે છે,

"વ્યોમ સાગરને તટે ઝુલતો વિધુ લક્ષ્મીનું જો સખે! આમ ના ઘટે."

પણ કચને એ મીઠા શબ્દોની અસર થઇ નહિ. એનું અંતર્મુખ મન બ્હાર જોવા ના પાડતું હતું."

"પાઠી નાંખે તનુ પર પડ્યું બિન્દુ જે હેમ આવી
ઝાડીમાંથી મૃગપતિ જરા યાળ જેવી હલાવી,
ડીધો નીચે સુતનુ કરને એ પ્રમાણે કચે જ્યાં
ઝાંખા જેવા વિધુ પણ થયો, દૈન્ય દેખી, નભે ત્યાં."

દેવયાનીનો હાથ છોડાવતાં કચને શી વાર લાગે! જરાક તરછોડતામાં હાથ છૂટી ગયો. પણ એ તરછોડની અસર રૂપે આકાશમાં ચન્દ્ર પણ દીન બની ગયો. દેવયાનીના મુખની દીનતા ચિતરવાને બદલે આકાશના ચન્દ્રની દીનતા ચીતરી કવિએ બહુ ખૂબી વાપરી છે. ચન્દ્રની સાથે સમાનધર્મી દેવયાનીનો મુખચન્દ્ર પણ દીન બનીજ જાય એ કહેવાપણું કવિએ રાખ્યું નથી. પછી તો કચે કાંઈક નવીન પ્રેમવાણી કહી. એ નવીન શબ્દનો અર્થ એ ન સમજી. દેવયાનીની મુંઝવણ વધી, અને એની વધતી મુંઝવણ સાથે એની દીનતા પણ વધતી ગઈ. પણ હવે કચના પ્રકાશનું તેજ પણ ફીકું પડવા લાગ્યું. સાભિજ ઉગેલો ચન્દ્ર દીન બન્યો ત્યારે કચને પણ એ દીનતાનો ડાઘ લાગ્યો.

"શબ્દ સાંત્વનને માટે શોધે પણ મળે નહિ.
વિચારે બહુધા તો એ કાંઇ ચેન વળે નહિ."

આખરે દેવયાનીનું માગ્યું આપ્યું ત્યારેજ કચને અને દેવયાનીને સુખ થયું.

"બાલે! શું છે! વદ, નભ વિષે, સર્જું છું સર્વ લેવા,
તારી સાથે અધિક રહશે તો પછી સાથ રોવા."

કચે આમ કહી દઇને દેવયાનીના સ્વાર્થને પોતાનો કર્યો. એના સ્વાર્થ બે મટી એક બન્યા. ભિન્નતા મટી એકત્વ સધાયું. અને પછી તો બે હાર્પો એક બન્યા.

દેવરાની અને કચના અદ્વૈત યુગલનું બહુ રસમય ચિત્ર કવિએ આલેખ્યું છે. આવાં રમણીનાં ચિત્રો સુલભ નથી.

હવે આપણે કવિ બોટાદકરનું એકાદ ચિત્ર જોઇએ. બોટાદકરનું "ગોવાલણી" એ એક સુંદર કાવ્ય છે. કવિશ્રી નાનાલાલ અને શ્રી. રાયચુરાએ પણ ગોવાલણીના ચિત્રો આલેખ્યાં તો છે પણ બોટાદકરની ગોવાલણી અપ્રતિમ છે.

"પય તણી શુચી હેલ શિરે ધરી, વિચરતી વનવાટ વટાવતી"

ગોવાલણ નજરે પડે છે ને એનું વય

"વિમલ બાલ્ય વિદાય થતું હતું, રસભર્યું નવયૌવન ડોકતું"

કહી સૂચવાયું છે. હજુ તો યૌવન નવું નવું આવેલું હતું. ડોકીઆંજ કરી રહ્યું હતું. પણ એનું મન

"જગવિકાર ન માનસ ઝીલતું.

× × ×

મૃદુલ માનસ માનસના સમું
લહરી લોલિત જીવનથી ભર્યું
અવનવાં પ્રતિબિમ્બ ભલે ધરે,
પણ નહિ સ્થિર કાંઇ થઇ શકે."

એના નિર્મળ મનમાં પાશવ વિકારોની દુર્ગંધ પ્રવેશી નથી અથવા પ્રવેશી શકતી નથી. એવા મનવાળી ગોવાલણીમાં

"ન કંઈ નિર્લજતા ન અપાત્રતા,
મુરખતા નહિ છેક ન મૂકતા,
ન વધુ ચંચલતા નહિ શૂન્યતા
ન કંઇ નિષ્ઠુરતા નહિ હીનતા"

હતી. ગોવાલણીની કૌમાર્ય અને યૌવન વચ્ચેની ઉંમર પ્રમાણે એના મનોવ્યાપારની પણ તટસ્થતા કવિએ સુંદર રીતે આલેખેલી છે. પણ એના દૂધ વેચવાના વ્યવસાયમાં એનું મન આવું અક્ષુબ્ધજ રહેતું. હવે કવિ સ્પષ્ટ કહે છે,

"વિકૃતિશૂન્ય અપંકિલ ઉરથી
જનમનોબ્ધિ પરે તરતી હતી."

જનમનોબ્ધિ ઉપર ગોવાલણી સુખપૂર્વક તરતી હતી. અબ્ધિનો કોઈ પણ તરંગ એને તરવામાં અંતરાય રૂપ નથી નીવડતો. કારણ એનું ઉર શુદ્ધ અને વિકાર વિકૃતિ શૂન્યત્વ એટલે વિરાગ નહિ. ગોવાલણીનો રાગ નિઃસીમ છે.

"ધવલ પન્ચ પરે ધણુ દેખતાં,
સહજ ગાન તણા સુર છૂટતાં.
× × × વિવિધ રંગ ઉરે ઉપજાવતી"—

આપણાં પદ્ય સાહિત્યનાં શૃંગારિક શબ્દ ચિત્રો

લે: રા. ઈશ્વરલાલ પ્રાણલાલ ખાન સાહેબ.

ગોવાલણીની રાગમસ્તી એની પોતાનીજ છે.

> "નિકટમાં નિજ નેશ વિલોકતાં
> શ્રવણવત્સ તણા સ્વર આવતાં
> દઈ છલંગ જતી ગૃહમાં ધસી"

ગોવાલણીને પણ માયા તો વળગેલીજ છે; પણ એ માયામાં ગુંચવાઈ ગોવાલણી દુઃખનો ભારો એ અનુભવતી નથી. પણ "વિરતિ મોક્ષ સમી મન સેવતી." પોતાના નેસમાં પોતાનાંજ માણસો તથા ઢોરઢાંકર જોઈ એને વિરતિ ઉપજે છે. વિરતિ એટલે વિરાગ નહિ પણ વિશ્રામ ઉપજે છે અને કાર્યમાંથી નિવૃત્ત થતાં ઉપજતી વિરતિ પણ મોક્ષ સમી સેવે છે. આખું ચિત્ર નિર્દોષતાની મસ્તીથી રંગાયલું છે.

સાથે સાથે સૌરાષ્ટ્રના એ કવિવરની સૌરાષ્ટ્રસુન્દરીનું ચિત્ર જોઈએ.

> "રસ ગાનવડે જગ રેલવતી, કલકંઠ વડે કકુભો ભરતી."

આ સૌરાષ્ટ્ર સુન્દરીનો સરોદ ગાતી વખતે પાંચ માણસો પણ ન સાંભળે એવો ધીરો નથી; પણ આખા જગને રસગાનથી રેલી દે છે. છતાં એ ગાનમાં કઠોરતા જરાયે નથી, પણ મીઠો કંઠરવ દિશાઓ ભરી દે છે. એજ સુન્દરીનું બીજું દૃશ્ય જોઈએ.

> "ગુરૂવર્ગ વિલોકન લાજવતી; વપુથી વપુમાંહિ સમાઇ જતી."

સૌરાષ્ટ્રની સ્વાભાવિક લજ્જા આ સુંદરીમાં પૂર્ણ પણે દેખાય છે. ગુરૂવર્ગને જોવાથીજ એક જાતનો એવો ક્ષોભ થઈ જાય છે કે એ સુન્દરી પોતાનામાંજ સમાઈ—સંતાઈ જાય છે. લજ્જાનો અતિરેક બહુ સુન્દર આલેખ્યો છે. ગુરૂવર્ગ સાથે છાતી કાઢી ચાલવું કે બોલવું એ ભલે અમર્યાદિત ન હોય તો એ એમાં એવું કાંઈક છે કે જે આ સૌરાષ્ટ્ર સુન્દરી કદી પણ કરી શકતી નથી. વળી,

> "શિર ઉપર શોભિત હેલ ધરી, હળવે હસતી જતી હંસગતિ
> પથ મધ્ય ગુરૂજનને નીરખી, દઈ પૃષ્ઠ સલજ્જ તીરે તરતી"

માંજીને સોના જેવું કરેલું ચકચકતું બેડું માથે મૂકી, પાણીને આરે સ્ત્રીઓ જાય અને એ વખતની એમની દેહ લતાઓનાં લલિત ચલનવલનો કવિ આપણને બહુ ખૂબીથી બતાવે છે. હંસગતિ પાણીની હેલ ભરી જતી સુન્દરીઓમાં માલમ પડે છે પણ એ સુન્દર હંસગતિવાળી સ્ત્રીઓ ગુરૂજનના દર્શનથી પૂંઠ ફેરવીને રસ્તાની બાજુએ ઉભી રહે છે. લાજ કાઢીને ઘડીભર સ્થિર થઈ જવું અને ગુરૂજનની મર્યાદા જાળવવી એ દૃશ્યની સુમધુરતા પ્રત્યક્ષ દર્શન વિના સમજાય એવું નથી. વળી,

> "કંઇ ભૂષણે નૂતન તન ધરતાં,
> કંઇ નવ્ય પ્રસંગ વિષે પડતાં,
> ગુરૂસુન્દરીને ચરણે નમતી,
> શુચિ આશિષ અંતરની ગ્રહતી."

કોઈ પર્વને દિવસે કે એવાજ ઉત્સવ નિમિત્તે આ સુન્દરી સારાં કીમતી વસ્ત્રાભૂષણો સજે કે

તો તરતજ પ્રથમ પોતાની વડીલ સ્ત્રીઓને પગે પડે છે અને એમની આશીષ માગે છે. પોતાના સુખથી ગર્વ ન પામીને અધિક સુખને માંગવાની આ સુન્દરીની કલા અજબ લાગે છે. સૌરાષ્ટ્ર સુન્દરીનાં આ બધાં દશ્યો કવિ બોટાદકરે બહુ આત્મીય ભાવથી દોર્યાં છે એટલે સુંદરતામાં એમણે કશી કચાશ રાખી નથી.

આજના ઉગતા બાલકપ્રિય સૌરાષ્ટ્ર કવિ ત્રિભુવન વ્યાસનું એક ચિત્ર જોઈ આ લેખ સમાપ્ત કરીશું.

"મુખ મનહરણું સાવ સરળ ને મીઠી આંખલડી તેજાળ,
કુમળું અંગ ગુલાબ કળી સમ, સોનેરી ભૂરા શિર વાળ.
નિર્મળ સુન્દરતા રસરૂપ, નમું નમું હો બાલ સ્વરૂપ!"

કોઈ પ્રભાવશાળી બાળકનું બહુજ તાદશ અને ભવ્ય ચિત્ર છે.

"ઉભરાતી તન હર્ષ ખુમારી, મુખડું મલકે મન્દ મધુર,
હસતાં ખાડા પડે ગાલમાં, મીઠી ઘંટડી સરખો સૂર,
કલ્લોલનો છલકાતો કૂપ, નમું નમું હો! બાલસ્વરૂપ!"

પરાણે પણ પ્રિય લાગે એવું આ ચિત્ર છે. વળી,

"જોગી જન સમ દૂધધારી, કાન્તિ નગ્ન દિગંબરની.
અવધૂત સરખું અંગ, અહાહા! પ્રેમળતા પેગંબરની."

દિગંબરની કાન્તિને પેગંબરની પ્રેમળતા પણ આલેખાઈ છે. વળી,

"વિકારની નહિ રેખ વદનપર, સ્વચ્છ નિખાલસ સુરખી રમે,
અંતરની અણીશુદ્ધ પ્રતિમા, કહો કહો કોને ન ગમે?
ઈશ્વર પણ થાયે તદ્રૂપ, નમું નમું હો! બાલ સ્વરૂપ!"

આવું સુંદર સ્વભાવોક્તિથી દોરેલું બાલચિત્ર જોઈને આપણને પણ "નમું નમું હો! બાલ સ્વરૂપ" થઈ આવે છે.

આ પ્રમાણે આપણે થોડાંએક શબ્દચિત્રો ઉપર ઉડતી નજર નાંખી. આવાં અને આથીયે અધિક સુન્દર ચિત્રો આપણા પદ્યસાહિત્યમાં અનેક છે પણ એ બધાં એકજ લેખમાં બતાવી શકાય નહિ. બધા કવિઓને ન્યાય આપી શકાયો નથી એટલુંજ નહિ પણ જે કવિઓનાં ચિત્રો લીધાં છે તેઓને પણ પુરતો ન્યાય આપી શકાયો નથી. પદ્યની માફક, આપણું ગદ્ય પણ શબ્દચિત્રોથી ભરેલું છે. અને એ ગદ્યવિભાગના ચિત્રોથી જુદીજ ચિત્રપોથીઓ રચી શકાય એમ છે. આ લઘુ લેખમાં ગદ્યવિભાગનાં ચિત્રોને સ્થાન આપવાનું બની શક્યું નથી. આ લેખનો ઉદ્દેશ એજ દર્શાવવાનો છે કે આપણા કવિઓનાં ચિત્રોની અનેક ચિત્રપોથીઓ સહેલાઈથી બનાવી શકાય એમ છે; અને એવો પ્રયત્ન કોઈ યોગ્ય પુરૂષ આદરે તો એ ચિત્રપોથીઓ અવશ્ય સંઘરવા યોગ્ય થઈ પડે એમાં શંકા નથી.

---

